




॥ श्री शुकदेवो विजयते ॥

શ્રી શુકદેવ શ્રેયઃસાધક સાધન સમારંભના

# સાપ્તાહિક વ્યાખ્યાનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રી શબ્દ બ્રહ્મ શ્રી શુકદેવ શ્રેઃયસાધક

**હરિપ્રસાદ બાલમુકુન્દ ભટ્ટ. વ્યવસ્થાપક.**

મુ. ભવાનીનોવડ સુરત.

---

સંવત ૧૯૭૭ ચૈતર સુદ ૫.

કીંમત રૂ૦ ૦-૪-૦



॥ श्री शुकदेवो विजयते ॥

श्री शुकदेव श्रेयःसाधक साधन समारंभना

# सप्ताहिक व्याख्यानो.

छपावी प्रसिध्ध करनार.

श्री शब्द ब्रह्म श्री शुकदेव श्रेःयसाधक

हरिप्रसाद बालमुकुंद भट्ट. व्यवस्थापक.

मु. भवानीनोवड सुरत.

सुरत चकलाना पुलपर टांकी पासे "शंकर" प्री. प्रेसमां

नारायणराव लक्ष्मणराव नीकमे छापी

# બે બોલ પ્રસ્તાવના.

## શ્રદ્ધાળુ શ્રેયઃસાધક આત્મિક હરિજનો ?

આ સાધન સમારંભ શ્રી સદ્ગુરૂજીએ આપણી ઉપર પૂર્ણ કૃપા કરી પ્રાગટ્ય કર્યો. તે આજેજ નવો થયો એમ નથી પણ ૧ પૂર્વે રૂષિ મુનીઓ પણ એકત્ર થઇ આવો સમારંભ પવીત્ર તીર્થે કરતા હતા તે પુરાણોમાં પ્રસિદ્ધ છે. અને તે કાલબલથી પ્રગટ થાય. લુપ્ત, થાય એક પરિવર્તન થયાજ કરે છે. એ વિષે સજ્જન સાધકો આગળ વધારે વિવેચન કરવાની જરૂર નથી

હવે આ સમારંભમાં શ્રી સદ્ગુરૂ મહારાજના અમૃતમય વ્યાખ્યાનો આપણુને યાદ રહે ભૂલી ન જવાય માટે શ્રી સદ્ગુરૂના વચનામૃતનો મેં એમની કૃપાથી પ્રેરેલી બુદ્ધી વડે સંગ્રહ કર્યો છે. ટુંક મુદતમાં મને પ્રસિદ્ધ કરવાનો ઉત્સાહ થયો માટે કાંઇ મારો લેખક દોષ હોય તે ક્ષમા કરશો.

મારો આવો ઉત્સાહ થતાં બરોબરજ અંકલેશ્વરના અનન્ય શ્રદ્ધાળુભક્તરાજ **મિસ્ત્રી દામોદર હરિભાઇ** એમણે હાલ છપામણીના ખર્ચનો આશ્રય આપ્યો. એનો પણ હું ઉપકાર માનું છું. અને શ્રી ઇષ્ટ દેવ શુકદેવજીની પ્રાર્થના કરૂં છું કે આવા ઉત્સાહી ભક્તોના હૃદયમાં શ્રદ્ધા ભક્તિનો પ્રાદુર્ભાવ કરો જેથી શ્રી શુકદેવ શ્રેયઃ સાધક સંસ્થાની વૃદ્ધી થાય. અને દરેક જગ્યાએ શ્રૌતસ્માર્ત સનાતન વૈદીક ધર્મ ફેલાય. અને શ્રદ્ધા ભક્તિ વધે. જે થકી સર્વે મનુષ્યો પોતાનું કલ્યાણ કરી શકે.

# અર્પણ પત્રિકા.

## અત્યંત પરોપકાર પરાયણ દાનવીર સદ્ધર્મ પરાયણ

## રા૦ રા૦ શ્રીયુત્ શા૦ હરકીશનદાસ જગજીવનદાસ

## વકીલ સાહેબ,

આપશ્રી શ્રૌતસ્માર્ત સનાતન ધર્મના અત્યંત શ્રધ્ધાળુ અધિકારી છો? આપ સત્પાત્રની કદર કરનાર છો. સારી ઉચ્ચ સ્થીતિ ઉપર આવવા જીજ્ઞાસા ધરાવતી સંસ્થાને ઉન્નતિ આપનાર છો કારણ કે આપે શ્રૌત સ્માર્ત સનાતન ધર્મના પ્રચાર માટેજ શ્રી શુક્રાચાર્યની પ્રેરણાથીજ આ શુકદેવ મંદીર બંધાવ્યું તેમાં આપે સંપૂર્ણ દ્રવ્યાદિકની મદદ કરી એટલુંજ નહિ પણ પોતે પ્રતીષ્ટા કરી ધર્મધ્વજા સ્થાપન કરી સંવત ૧૯૬૬ માં દશ ભાગવતાત્મક પુરૂષોત્તમ યાગમાં પણ મદદ કરી સંવત ૧૯૬૯માં અષ્ટોત્તર શત ભાગવત પારાયણાત્મક પુરૂષોત્તમયાગમાં પણ મદદ કરી.

સંવત્ ૧૯૭૨ના માર્ગ શીર્ષ માસમાં થયેલો સહસ્રપારાયણાત્મક શતકુંડયુક્ત મહાપુરૂષોત્તમ યાગમાં ત્રણ મહીના આગમચથી તે સંપૂર્ણ થયો ત્યાં સુધી સંપૂર્ણ તનમનધનથી અવર્ણનીય જગજાહેર સેવા કીધી. તેમજ અનેક જાતની જાહેર પત્રિકા મંદીર સંબંધી યજ્ઞ સંબધી કંકોત્રીઓ શુકવાણી વિલાશ ગુરૂમહારાજની છબી નવરત્ન પ્રકાશ, મોક્ષમાર્ગ, શુકગીતા વીગેરે જે જે કાર્યો મહારાજશ્રીના મુખ

કમળથી નીકળતાંજ કરી લીધાં જે માટે હું શ્રી શુદ્ધ સચ્ચિદાનંદ સર્વવ્યાપક સર્વેશ્વર સર્વાંતર્યામી સદ્ગુરૂ શુકદેવજીની પ્રાર્થના કરૂં છું કે હે દયાલુ પ્રભુ ! તમે આવા શ્રદ્ધાળું દાનવીર પરોપકાર પરાયણુ સદ્ગૃહસ્થોને આલોક તથા પરલોકના મનવાંછીત ફળ આપો ? જેઓશ્રી આ સુકદેવ મંદિરના તો અન્યય ધર્મસ્તંભ રૂપ છે. વિશેષ આ શ્રી સદ્ગુર વચનામૃત પણ એઓનેજ અર્પણ કરૂં છું જેઓ શ્રધ્ધાળું અને પરમ સદ્ભકત છે. માટે આ મારા અર્પણ કીધેલા લઘુપુસ્તકને સદ્ગુરૂ આશીર્વાદ છે એમ જાણી મહદ્ ભાગ્ય ગણી ઉત્સાહથી અંગીકાર કરશે એવી આશા છે.

લી૦

શ્રી શુકાચાર્ય ચરણ કમલ ભૃંગાયમાન

**હરિપ્રસાદ બાલમુકુંદ ભટ્ટના સપ્રેમ આશિર્વાદ.**



श्री शुकदेवो विजयतेतराम् ॥
हरिः ॐ

# સપ્તાહીક વ્યાખ્યાનો.

पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ॥
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥१॥
योगींद्राय नमस्तस्मै शुकाय ब्रह्म रूपिणे ॥
संसार सर्प दंष्टं यो परिक्षतममुमुचत् ॥२॥

અત્રે મળેલા સર્વે પ્રેમી શ્રેયઃસાધક હરીજનો ! !

આપણે આપણા ઘરબાર તથા કામધંધો છોડી સાત દીવસ સુધી નિવૃત્તી પરાયણ થઈ ઇશ્વર સ્મરણ કરવા માટે આ તપોવનમાં એકત્ર થયા છીએ. આપણે વિચારવું જોઈએ કે દુઃખરૂપ સંસારમાં આધિવ્યાધી ઉપાધિથી અત્યંત જળી બળી રહેલા પ્રાણીઓમાંથી આવા પ્રચંડ ઘોર કલી-કાલમાં પ્રતિકુલ દેશકાલ છતાં પણ આપણને પરમેશ્વરે આવો સાત દિવસ નિવૃત્તીમાં રહેવા માટે અવસર આપ્યો એ દયાળુ પ્રભુનો અત્યંત ઉપકાર આપણે માનવો જોઇએ. તથા આપણા અનેક જન્મોના નિષ્કામ પુણ્યકર્મોના ફળો પ્રાપ્ત થયાં એમ માનવું જોઈએ. હવે આપણે આગળથી નિર્ણય કીધેલી જાહેર ખબર પ્રમાણે પહેલે દીવસે મનુષ્ય કર્તવ્ય ઉપર વ્યાખ્યાન થશે તો તે વિશે શાસ્ત્રપ્રમાણ

તથા અનુભવપ્રમાણથી સર્વના પ્રેરક શ્રી શુકદેવજીજ શબ્દ રૂપે પ્રેરણા કરે છે, એમ નિશ્ચય કરી શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરશો.

## દિવસ ૧લો મનુષ્ય કર્તવ્ય.

મારા આત્મિક પ્રેમી જનો ! !

આ દુનિયામાં પરમેશ્વરે ચાર પ્રકારના પ્રાણીઓ બનાવ્યાં છે. જે (૧) સ્વેદજ ( પરસેવાથી ઉત્પન્ન થતાં ચાંચડ, માકડ વિગેરે (૨) અંડજ (ઇંડાથી ઉત્પન્ન થતાં પક્ષીઓ મેના, પોપટ, કોયલ, કાગડા, ચકલીઓ વીગેરે ) (૩) ઉદ્ભિજ (પૃથ્વી, પાણી સંયોગથી ઉત્પન્ન થતાં ઝાડો વડ, પીપળા, વીગેરે) (૪) જરાયુ (ઓરથી ઉત્પન્ન થતાં પશુ મનુષ્યો વિગેરે). હવે આ ચાર જાતનાં પ્રાણીઓમાં મનુષ્ય શ્રેષ્ટ છે. કારણ કે તેને પોતાના કર્તવ્યનું ભાન હોય છે. જો કે અહાર, નિદ્રા, ભય, મૈથુન, એ વૃક્ષ વિના સર્વ પ્રાણીઓમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. પણ પારમાર્થિક ઈશ્વર સંબંધી જ્ઞાન જોવામાં આવતું નથી. ઈશ્વર સંબંધી જ્ઞાનને મનુષ્યજ સંપાદન કરી શકે છે. પોતે અવિનાશી સુખ મેળવે છે, અનુભવે છે, અને બીજાઓને મેળવાવે છે, અનુભવાવે છે માટેજ મનુષ્ય જન્મ સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ટ કહ્યો છે. એવો ઉત્તમ જન્મ ધારણ કરી જેઓ અખંડ અવિનાશી

સુખ જે પરમેશ્વર નું સ્મરણ કીર્તન, જ્ઞાન, ભક્તિ માટે બીલકુલ પ્રયત્ન કરતા નથી, અને માત્ર સંસારનાજ નાશવંત સુખો જે દેહ દ્રવ્ય, આબરૂ, પુત્ર સ્ત્રીને માટેજ રાત્રી દિવસ પ્રયત્ન કરી રહ્યા છે તે મનુષ્યો નથી પણ અધમ, પશુપક્ષી તથા વૃક્ષરૂપે છે તે વિષે યોગવાશિષ્ટમાં પૂજ્યપાદ શ્રી વશિષ્ટએ વર્ણન કર્યું છે કે—

प्राप्यं सं प्राप्यते येन भूयोयेन नशोचते ॥
परायानिवृतेःस्थानं यत्तज्जीवितमुच्यते ॥१॥
तरवोऽपिहि जीवंति जीवंति मृगपक्षिणः
सजीवतिमनोयस्य मननेनैव जीवति ॥२॥
जातास्तएवजगति जंतवःसाधुजीविताः ॥
येपुनर्नेहजायंते शेषाजरठगर्दभाः ॥३॥ यो. वै.

પામવા યોગ્ય એવું પરમ નિવૃત્તિનું સ્થાન જે વડે પમાય છે, જેવડે ફરી શોક થતો નથી, એવું જે જીવન તેજ જીવન છે. ૧ વૃક્ષો પણ જીવે છે, તથા મૃગ પશુ પક્ષીઓ પણ જીવે છે, પણ ખરૂં જીવન તો તેનુંજ છે કે જે મનનવડે જીવે છે. ૨. આ ક્ષણભંગુર જગતમાં જેઓ જન્મ ધારણ કરી ઇશ્વર ભજન વગેરે સાધુ જીવનથી જીવે છે કે જેઓ ફરી જન્મ મરણ પામતા નથી તેઓજ ઉત્તમ મનુષ્યો જાણવા, અને બીજા તો ઘરડા ગધેડા છે એમ જાણવું. ૩. એવીજ રીતે શ્રીમદ્ ભાગવતજીમાં પૂજ્યપાદ શ્રી શુકદેવજીએ વર્ણન કર્યું છે કે—

तरवःकिंनजिवंती भस्त्राकिंनश्वसंत्युत ॥
नस्वादंतिनमेहंति किंग्रामपशवोपरे ॥१८॥
श्वविड्वराहोष्ट्रखरः सस्तुनःपुरुषःपशुः ॥
नयत्कर्णपथोपतो जातुनामगदाग्रज ॥१९॥ भा.दि.

જીવવા વડે જો મનુષ્ય કહેવાય તો શું વૃક્ષો નથી જીવતા. જો શ્વાસોશ્વાસ લેવા વડે મનુષ્ય કહેવાય તો લુહારની ધમણ શું શ્વાસોશ્વાસ નથી લેતી. જો ખાવા વડે અને મળ મૂત્ર કરવા વડે મનુષ્ય કહેવાય તો શું પશુ પક્ષીઓ ખાતાં નથી અથવા મળમુત્ર કરતાં નથી. અર્થાત્ જેને કાને કોઇ દીવસ પણ પરમેશ્વરનું નામ આવતું નથી તે કુતરાં, ભૂંડ, ઉંટ, ગધેડા કરતાં પણ ઉતરતો મનુષ્ય છે એમ જાણવું. પ્રિય બંધુઓ ! ! આવો દેવને પણ દુર્લભ મનુષ્ય જન્મ પામીને નાશવંત પંચ વિષયરૂપ સંસાર સુખમાં રચીપચી રહી કાંઇપણ પોતાનું કર્તવ્ય શું છે તેનો વિચારજ કોઇ વખતે ન કરતો, એનું આયુષ્ય મિથ્યા જાય છે તે વિષે કહ્યું છે કે–

निद्रयाह्रियतेनक्तंव्यवायेनचवावयः
दिवाचार्थेहयाराजन्कुटुंबभरणेनवा ॥
देहापत्यकलत्रादिष्वात्मसैन्यष्वसत्स्वपि ॥
तेषांप्रमत्तोनिधनंपश्यन्नपिनपश्यति ॥ भा.दि.

આયુષ્ય રાત્રીમાં નિંદ્રાથી અથવા વિષય સુખમાં ચાલ્યું જાય છે–અને દિવસે દ્રવ્યની તૃષ્ણા અથવા કુટુંબના ભરણુ પોષણુમાં વૃથા વહી જાય છે.

પ્રીયબંધુઓ દેહ, સ્ત્રીપુત્ર, વીગેરે પોતાનું સૈન્ય, નાશવંત હોવાથી વસ્તુતા એ ખોટું છે તથા પોતાના પિતા, પિતામહ વિગેરેનું મૃત્યુ પોતે જુવે છે. તે છતાં પણુ ઘરમાં આશક્ત થયેલો પુરૂષ જાણે દેખતો ન હોય તેમ વર્તે છે.

પ્રિય આત્મબંધુઓ !! આ દેહ હાડકાં, ચર્મ, માંસ, રૂધીરનો પંચ મહાભૂતથી બનેલો. મલમૂત્રનો ભરેલો. દુર્ગંધયુક્ત, ક્ષણુભંગુર અપવિત્ર સ્થાનથી ઉત્પન્ન થયેલો, ને પોતે ઉપભોગમાં લીધેલા પવિત્ર અન્નવસ્ત્રાદીને પણુ અપવિત્ર કરનાર વ્યાધિનો ભંડાર, માત, પિતા, કફનો ખજાનો છે. છતાં તેને રૂષ્ટ પુષ્ટ કરવા માટે રાત્રી દિવસ ચીંતવન કરતો. મનુષ્ય તે જન કે જનાવર!

કારણુ કે જનાવર પણુ પોતાના દેહનું બને ત્યાં સુધી રક્ષણુ કરે છે. પશુઆદીના દેહો તો મૃત્યુ પછી પણુ કામમાં આવે છે. પણુ મનુષ્ય દેહને તો બાળી મુકે તો ભસ્મ થઈ જાય. કોહલાં કુતરાં ખાઇ જાય તો વિષ્ટા થઈ જાય. અને પડી રહે તો જીવજંતુ પડી ઉઠે. એવા દેહ ઉપર મમત્વ કરીને કાંઈપણુ પારમાર્થીક ઈશ્વર સ્મરણુ કરતો નથી તે જનાવર કરતાં પણુ અધમ છે. દેવો પણુ મનુષ્ય દેહ વિષે કહે છે કેઃ—

प्राप्तानृजातिं त्विहयेचजन्तवोज्ञान क्रिया द्रव्य कलाप संभृतां ॥
नवैयतेरन्न पुनर्भवायते भूयोवनौकाइवबाति बंधनं ॥

જે પ્રાણીઓ જ્ઞાન, જ્ઞાનને માટે ઉપયોગી ક્રિયાઓને ઉપયોગી એવા પદાર્થોથી ભરપુર એવા મનુષ્યના અવતારને મેળાવ્યા છતાં પણ મોક્ષ માટે પ્રયત્ન કરતા નથી તે પારધીના હાથમાં છુટી ગયેલા પક્ષીઓ જેમ પાછાં પણ ઝાડ ઉપર ગાફલ થઇને વિહાર કરે તો બંધાઇ જાય છે. તેમ તે પ્રાણી પણ ફરી બંધન પામે છે.

માટે આવો મનુષ્ય દેહ પામી પોતાનું કર્તવ્ય કાંઇ કરતો નથી અને નાશવંત જાણે. અવિનાશી, અખંડ રહેશે એમ જાણીને, અત્યંત દેહને વિષે આસક્તિ રાખી રહ્યો છે તે પશુ કરતાં પણ અધમ છે.

(૨) દ્રવ્ય એટલે વ્યવહારીક પદાર્થો કહેવાય. પણ એનો મુખ્ય અર્થ, પૈસા અથવા ધન, છે. એ ધન મનુષ્યોની વૃત્તિને એટલી બધી હરણ કરે છે કે, પોતાના પ્રાણ, દેહ વિગેરેને પણ દ્રવ્યના લોભથી ગણતો નથી. શ્રીમદ્ ભાગવતમાં પ્રહ્લાદજીએ દૈત્ય બાલકોને ઉપદેશ આપતાં કહ્યું છે કેઃ—

कोन्वर्थं तृष्णां विसृजेत प्राणेभ्योऽपि य ईप्सितः ॥
यं क्रीणात्यसुभिः प्रेष्ठैः स्तस्करः सेवको वणिक् ॥

જે ધન પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે. કેમકે ચોર, સેવક, ને વ્યાપારી પોતાના પ્રિય પ્રાણોનો ખર્ચ કરીને

જે ધન મેળવે છે. તે ધનની તૃષ્ણા ને અજ્ઞાની પુરૂષ કેવી રીતે ત્યાગ કરે. કારણ કે અજ્ઞાની મનુષ્ય એમ સમજે છે કે, મારૂં ખરૂં જીવન દ્રવ્ય છે. એમ સમજી જેમ મધમાખી હરેક ઝાડોનો રસ લાવી એકત્ર કરે છે, તેમજ ખેતીવાડી વહેપાર, રોજગાર, દગાફટકા, ચોરી, વિશ્વાસઘાત, કરીને પણ દ્રવ્ય મેળવવાની ઇચ્છા રાખે છે. હવે અધર્મથી ઉપાર્જીત કીધેલા દ્રવ્યથી પરમાર્થ પણ થતો નથી પોતાનાથી પણ ઉલટો અત્યંત આધિ, વ્યાધી ને ઉપાધિના દુઃખથી પીડાય છે; પીડાતાં છતાં પણ રાત્રી દિવસ દ્રવ્ય કમાવા, ને વધારવાજ મચ્યો રહે. તેને જન કહેવો, કે જનાવર. અરે ! જનાવર કરતાં પણ અધમ જાણવો.

(૩) આબરૂ (એટલે માન મેળવવા લોકો અત્યંત દુઃખો ભોગવે. લોકોની ખુશામત કરે, દેહથી દુઃખ ભોગવે, ધનનો વ્યય કરે, જેથી અત્યંત દેવાળામાં ડુબે એ જન કે જનાવર. અરે ! જનાવરથી પણ અત્યંત અધમ, કારણ કે જનાવરો આબરૂને માટે ખર્ચ કરતા નથી કે દુઃખો વેઠતાં નથી. માટે એવી હદપારની પ્રતીષ્ટા મેળવવા આયુષ્ય વ્યતીત કરનાર અને કષ્ટ પામનાર, કિર્તી મેળવતો નથી પણ ઉલટી અપકીર્તિ મેળવે છે. જેનું પરીણામ અપકીર્તિને દુઃખરૂપ છે. તેમાં કીર્તિને સુખ માને તેનાં કરતાં બીજો અજ્ઞાની કોણ!

(૪) પુત્રો દરેક મનુષ્યને પોતાના પ્રાણ કરતાં પણ અત્યંત પ્રિય હોય છે. કારણ કે પુત્ર પોતાના આત્માથીજ ઉત્પન્ન થાય છે. અને પોતાને નર્કમાંથી છોડાવે છે. પોતાની વૃદ્ધાવસ્થા તથા માંદગી વિગેરેમાં ચાકરી કરે છે. પોતાનું નામ રાખે છે. વિગેરે અનેક અનેક સુખાભાસ પુત્રોમાં કલ્પી, તેને સારૂ અત્યંત પાપો કરી મીલકત સંપાદન કરે છે. તેને પરણાવવામાં અત્યંત પ્રયાસ કરે છે. પુત્રને સુખી દેખી અત્યંત હરખાય છે. પછી પુત્ર પણ જયારે પરણી વિષય સુખમાં લુબ્ધ થઈ માતા પિતાની સેવારૂપ પોતાની ફરજથી ચુકે છે; આજ્ઞા પાળતો નથી, સામું બોલે છે, ત્યારે માથું કુટે છે. કદાચ સંસ્કારી પુત્ર આજ્ઞા પાળે એવો હોય, ને માંદો પડે તો પોતાનો જીવ ઉડી જાય છે. અને ભવીષ્યે ટુંક વયમાં પિતા કરતાં પ્રથમ દેહ ત્યાગ કરે તો અત્યંત શોકમાં ઝુરી ઝુરીને મરે છે. એવા પુત્રની તૃષ્ણામાંજ પોતાનું આયુષ્ય વ્યતિત કરે તે જન કે જનાવર. ખરેખર જનાવર કરતાં પણ અધમ છે. કારણ કે જનાવરો પુત્રને મેળવવા મનુષ્ય માફક બાધા આખડીઓ કે અત્યંત દવા દારૂઓ કરતા નથી. તેમજ મનુષ્યની માફક અત્યંત મમતા બાંધતા નથી, તેમજ નાશ થએ અત્યંત શોક પણ કરતા નથી. માટે દુઃખરૂપ દીકરામાં સુખ માને એના જેવો મૂર્ખ કોણ !

(૫) (સ્ત્રી,) સ્ત્રી મેળવવા માટે મનુષ્ય ઘણોજ પ્રયાસ કરે છે. એવું માને છે કે नगृहं तुगृहं प्रोक्तं ग्रहिणि गृह मुच्यते ॥ ઘર તે ઘર નથી પણ સ્ત્રી તેજ ઘર છે. સ્ત્રી થકીજ ધર્મ, અર્થ, કામ સીદ્ધ થાય છે. આવું સમજી સ્ત્રીના મોહપાસમાં ફસાઈ જાય છે એ મોહાંધ થયેલો મૂઢ અજ્ઞાની જીવ જાણતો નથી કે રામચંદ્રને વનવાસ જવું પડયું તેમાં નિમિત્ત કારણ સ્ત્રીજ થઇ. રાવણનો નાશ થયો તેમાં પણ નિમીત્ત કારણ સ્ત્રીજ (સીતા) થઇ. નહુષ રાજા સર્પ થઈ પડયો. તેનું કારણ પણ સ્ત્રીજ. ઇંદ્ર સહસ્ત્રભગ થયો તેનું કારણ પણ સ્ત્રીજ કૌરવ પાંડવનું યુદ્ધ થયું તેનું કારણ પણ સ્ત્રીજ દેવદૈત્યને અત્યંત યુદ્ધ થયું તેનું કારણ પણ સ્ત્રીજ અર્થાત જ્યારે જ્યારે પરમેશ્વરને ઉલટ સુલટ કરવું હોય ત્યારે ત્યારે સ્ત્રીનેજ નિમીત્ત કરે છે. જે સ્ત્રી દેવયાની જેવીને વશ થઈ યયાતી રાજાએ પોતાના પુત્રની યુવાવસ્થા લઇ લઈ ભોગ ભોગવ્યો જે સ્ત્રીઓથી અનેક ૠષિ મુનીઓના તપ ધુળધાણી થઇ ગયાં. જે સ્ત્રી दर्शना द्धरते चितं स्पर्शनाद्धरते बलं ॥ संभोगाद्धरते विर्यं नारि प्रत्यक्ष राक्षसी ॥ દર્શનથી ચિત્તનું હરણ કરે છે, સ્પર્શથી બળનું હરણ કરે છે, સંભોગથી વિર્યનું હરણ કરે છે, એવી સ્ત્રી પ્રત્યક્ષ રાક્ષસી છે. તો પણ અજ્ઞાની જીવ, નાનું બાળક જેમ, સર્પ કે દીપને પકડવા જાય તેમ સ્ત્રીમાં સુખ માની તેમાં તદાકાર થઇ પોતાનું

ભાન ભૂલી જાય તે, જન કે જનાવર? નહિ નહિ જનાવર કરતાં પણ અધમ છે. કારણ કે જનાવર તો જેને પ્રાપ્ત થયું હોય ને જે ઇચ્છા કરે તેનેજ ભોગવવા ઇચ્છા કરે છે પણ મુર્ખ મનુષ્ય તો કુલટા સ્ત્રીનો અત્યંત તિરસ્કાર સહન કરતાં છતાં પણ મમતા કરે છે તેથી બીજો મૂર્ખ કોણ ?

અર્થાત્: (દેહ દ્રવ્ય, ને આબરૂ, પુત્ર અને વળી નાર; એ પાંચોના પ્રેમમાં મચી રહ્યો સંસાર.) આ પાંચ પદાર્થો પોતાને દુઃખરૂપ છે. છતાં તેમાં મોહ પામી જન્મ મરણ ધારણ કરી લક્ષ ચોર્યાસીમાં ભટકયા કરે છે. એ ભટકણ સા કારણથી થાય છે. દુઃખદાયક પદાર્થો સુખરૂપ ભાશે. અને અપ્રીત થાય તેનું કારણ શું. તે વિચાર કરવો. એજ મનુષ્ય કર્તવ્ય છે.

પ્રેમી હરીજનો ! મનુષ્ય કર્તવ્ય વિષેતો અત્યંત કહેવાનું છે છતાં હાલ સમય નહિં હોવાથી શ્રી હરિનું સ્મરણ કરી આવતી કાલે દુઃખમાં સુખ અને સુખમાં દુઃખ કેમ મનાય છે· જીવને જન્મ મરણ શા કારણથી થાય છે. તે વિષય ઉપર આવતી કાલે વ્યાખ્યાન થશે. હરિ ૐ શાંન્તિઃ શાંન્તિઃ શાંન્તિઃ



# દિવસ બીજો પંચક્લેશ વર્ણન.

ॐ सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै तेजस्विना वधीतमस्तु माविद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અત્રે ઘણુજ ઉત્સાહથી પધારેલા પ્રેમી હરિજનો ! :

શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપને ભૂલાવી અત્યંત દુઃખનો અનુભવ કરાવનાર સાંખ્ય શાસ્ત્રમાં પાંચ કલેશોજ કહ્યા છે. યોગ પાતંજલમાં સૂત્ર છે કે:—

अविद्यास्मिता रागद्वेषाभिनिवेशाः पंच क्लेशाः ॥ १ ॥

અવિદ્યા (સત્યમાં અસત્ય ભાસવું, અસત્યમાં સત્ય ભાસવું વિગેરે વિપરીત એટલે હોય તેનાથી ઉલટુંજ બતાવવું તેનું નામ અવિદ્યા) (૨) અસ્મિતા એટલે ચીદાભાસ અને અંતઃકરણની એકતા. (૩) રાગ એટલે અનુકુલ પદાર્થો ઉપર પ્રીતિ, (૪) દ્વેષ એટલે પ્રતીકુલ પદાર્થો ઉપર અપ્રીતિ. (૫) અભિનીવેશ એટલે પોતે પોતાનું સુખનું સાધન માની લીધેલા પદાર્થો નાશ થયે પોતાનોજ નાશ થયો એમ માનવું તે. આ પાંચ કલેશોને શ્રીમદ્ ભાગવતમાં પાંચ પ્રકારની અવિદ્યા કહી છે. તેનાં નામો. તમ, મોહ, મહામોહ, તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર પ્રકારે પ્રસિદ્ધ. પાંચ કલેશો કહો. અથવા પાંચ પ્રકારનીઅવિદ્યા કહો નામ માત્ર જુદાં છે

સ્વસ્વરૂપનું ભાન ભૂલાવી. હવે એ પાંચ કલેશો ચી ભાસમાં યુક્ત થઈ. ચીદાભાસ જુદી જુદી અવસ્થાઓ ભત છે. તે કેવી ને કોણ પ્રકારે, તે જરા લક્ષ દઇ સાંભ હ્રદયમાં ઉતારી મનન કરશો.

એ પંચ કલેશો, એક એક કરી અનુક્રમે પાંચે દાખ થઈ સ્વરૂપનું ભાન ભૂલાવી અન્ય અવસ્થાનુંજ ભાન કર છે, જેમકે જન્મ થાય કે તુરતજ અવિદ્યા અથવા ત નામનો કલેશ ચીદાભાસને વળગે છે. ત્યારે જીવની શી અવસ્થા કહેવાય છે. તેમાં એ જીવ અંધ ધુંધ રહે કેવળ દુઃખમાંજ મુંઝાતો રહે. પણ દુઃખ શાથી મટે સુખ કેમ પ્રાપ્ત થાય. તથા હું કોણ, ને કયાંથી આવ તેને બીલકુલ જાણતો નથી. બોલવાની કે ચાલવાની બીલકુ શક્તિ હોતી નથી, કેવળ ભૂખ લાગે તો સ્તનપાન ક અને દુઃખ થાય તો રૂદન કરે. જેમ જેમ દીવસો જા તેમ તેમ મોટો થતો જાય તેની સાથે અવિદ્યા પણ દ થતી જાય. દુઃખકારક પદાર્થો દીવો, દેવતા કે છરી, ચપ્ સાપ, વિંછીને હિત કર કે અહિત કર જાણ્યા વિના પકડ જાય છે. પકડવા જતાં કોઇ અટકાવે તો રડે છે. આ પાંચ વર્ષ સુધી શીશુ અવસ્થા ભોગવે છે. પછી બીજ કલેશ અસ્મિતા અથવા મોહ નામે પ્રાપ્ત થાય છે.

હવે અવિદ્યા, ને અસ્મિતા, અથવા બે કલેશ યુક્ત ચિદાભાસ કે કૌમાર અવસ્થા અથવા બાલ્યાવસ્થાવાન કહે-વાય છે. આ બે કલેશોથી યુક્ત જીવ પોતાનું ભાન ભૂલીને મોહાવિષ્ટ થઇ. અનેક પ્રકારની અભિલાષાઓ કરે છે. જેથી અત્યંત દુ:ખો ભોગવે છે. એમ કરતાં કરતાં દસ વર્ષ પુરા થાય અને અગિયારમું વર્ષ બેસે કે ત્રીજો કલેશ રાગ અથવા મહામોહ નામની અવિદ્યા પ્રાપ્ત થાય છે. એટલે અવિદ્યા, અસ્મિતા, ને રાગ અથવા તમ, મોહ ને મહામોહ નામની અવિદ્યા પ્રાપ્ત થવાથી એ ચિદાભાસરૂપ જીવની કીસોર અવસ્થા થાય છે. હવે એ અવિદ્યાપર્વ જેમ જેમ મોહ થાય તેમતેમ અનેક પ્રકારના ભોગો ભોગવવાની ઇચ્છા થાય છે. અનેક પ્રકારના પ્રયાસો કરવાની ઇચ્છા થાય છે. અનેક પ્રકારના કળાહુન્નર શીખી કેમ દ્રવ્ય મેળ-વવું, કેમ માન મેળવવુ, હું કેમ ડાહ્યો કહેવાઉં વિગેરે સંસારના પદાર્થોમાંજ લુબ્ધ થઇ ગુંચવાઇ રહેવાની અનેક અનેક અભિલાષાઓ થાય છે. અભિલાષાઓ પાર પડે તેમ તેમ અત્યંત તૃષ્ણાવાન થઇ તણાતો જાય છે. અને રાત્રી દિવસનું ભાન હોતું નથી. દિવસે દિવસે સ્રી અને સંપત્તિ માંજ પૂર્ણ સુખ માની તેને મેળવવા અને મેળવી ભોગવ-વા અત્યંત પ્રયાસ કરે છે. પછી દ્વેષ નામનો કલેશ અથવા તામિસ્ર નામની અવિદ્યા પ્રાપ્ત થાય છે. ત્યારે એ ચિદા

ભાસરૂપ જીવની યુવાવસ્થા થાય છે હવે અવિદ્યા, અસ્મિતા રાગ, દ્વેશઅથવા તમ, મોહ, મહામોહ, તામિસ્ત્ર નામે ક્લેશ અથવા અવિદ્યાપર્વ પ્રાપ્ત થવાથી કેવળ શિશ્ન અને ઉદર પરાયણ થવાથી અત્યંત કપટકળાઓ રચી જ્યાં ત્યાંથી દ્રવ્ય, માન મેળવવા ઇચ્છે છે. પોતાના ધારેલા કાર્યમાં કોઇ વિઘ્ન કરે તો તેની ઉપર અત્યંત દ્વેષ કરે છે. એ યુવાવસ્થામાં અત્યંત અજ્ઞાન, રાગ, દ્વેષ, મદ, મોહ, વિષયા શક્તિ, કામ, ક્રોધ, લોભ, આશા તૃષ્ણા થાય છે. જેટલા તેટલા, અવિદ્યાના દુર્ગુણો તે યુવાવસ્થામાંજ પ્રાપ્ત થાય છે. તે વિષે યોગવાશિષ્ટ વૈરાગ્ય પ્રકરણમાં શ્રી રામચંદ્રે અત્યંત વર્ણન કર્યું છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ આસુરી સંપત્તિ અત્યંત વર્ણન કરતાં કહ્યું છે કે–

त्रिविधं रकस्येदं द्वारं नाशनमात्मन :
काम : क्रोधस्तथालोभ स्तस्मादेतत्त्रयंत्यजेत् ॥

સ્વરૂપનો તિરોભાવ કરનાર નર્કના દ્વાર ત્રણ, કામ, ક્રોધ ને લોભજ છે, માટે તે ત્રણ ત્યાગ કરવા તેમજ તૃષ્ણાથી બંધાએલા પુરૂષ પણ અત્યંત કષ્ટ પામે છે તે વિષે કહ્યું છે કે–

तृष्णेदेविनमस्तुभ्यं यथा वित्तान्विताअपि ॥
अकृत्येषुनियोज्यंते भ्राम्यंतेदुर्गमेष्वपि ॥

હે તૃષ્ણા દેવિ તને નમસ્કાર કરૂં છું. જે તૃષ્ણાથી વીંટાયલા પુરૂષો નહિ કરવાના કામમાં પણ જોડાય છે ને દેશ પ્રદેશ પણ ફરે છે. વિગેરે અનેક અનેક કષ્ટો એ કલેશથી થાય છે, પણ અવિદ્યા કેફથી ઘેરાયલો યુવાવસ્થાના મદથી છકી ગયેલો. મન બળ તન બળ અને ધન બળથી દુઃખને જરા ગણતો નથી. પણ વધારે વધારે દુઃખ થાય એમ રાગદ્વેષ વધારતો જાય છે. પછી પાંચમો અભિનીવેશ નામનો કલેશ અથવા અંધ તામિસ્ર નામની અવિદ્યા એ ચિદાભાસરૂપ જીવ સાથે મીસ્ર થાય છે. ત્યારે વૃદ્ધાવસ્થા થાય છે. વૃદ્ધાવસ્થામાં સંપૂર્ણ કલેશ અથવા સપૂર્ણ અવિદ્યા વ્યાપ્ત થઇ રહે છે.

પંચભૂતાત્મક શરીરના છ વિકારો જેવા કે (૧) જાય તે (ઉત્પન્ન થવું) (૨) અસ્તિ (છે) (૩) વર્ધતે (વધવું) (૪) વિપરિણુતે (વિકાર પામવું) (૫) અપક્ષિયતે (ઘસાઈ જવું) (૬) નશ્યતિ) (નાશ પામવું) આ છ વિકારોમાં ચાર તો ભોગવાઈ ગયા. ફક્ત વૃદ્ધાવસ્થામાં અપક્ષિયતે ઘસાઇ જવું યથાર્ત ઇંદ્રિયો સિથિલ થઇજવી એટલે કાને સંભળાય નહિ. આંખે દેખાય નહિ, દાંત પડી જાય કેશ ધોળા થાય વિગેરે બને છે પણ તૃષ્ણા દેવિ સતેજ થતાં જાય છે કહ્યું છે કે—

जीर्यंते जीर्यतः केशा दन्ता जीर्यंतिजीर्यत :
जीर्यतश्चक्षुषीश्रोत्रे तृष्णैका तरुणायते ॥
इच्छतिशतीसहस्रं सहस्री लंक्षमीहते ॥
लक्षाधिपस्तथाराज्यं राज्यस्थःस्वर्गमीहते ॥

વૃદ્ધાવસ્થામાં દાંત પડી જાય છે. કેશ ધોળા થાય છે. આંખ, કાનની શક્તિ ઘટે છે પણ એક તૃષ્ણા જુવાન થાય છે. તે એટલી બધી કે સો રૂપીયા મળે તો હજારની ઇચ્છા થાય ને હજાર મળે તો લક્ષની તૃષ્ણા થાય ને લક્ષ મળે તો રાજ્યની અને રાજ્ય મળે તો સ્વર્ગની તૃષ્ણા થાય. એવી તૃષ્ણા દેવિનો ઝપાટો. એ વખતે એટલું દુઃખ થતું હશે ? તેનો અનુભવ વૃદ્ધાવસ્થાથી અશક્ત થયેલા પુરૂષને સોળ વર્ષની કુલટા સ્ત્રીથી જેવો થાય છે. તેથી વિશેષ સમજી લેવો, તેમજ વૃદ્ધાવસ્થાની સ્થિતિ વર્ણન કરતાં કહે છે કેઃ—

वदनंदशनैर्हीनं लालास्रवति नित्यशः
नमतिःस्फूरतिकापि बालेवृद्धे विशेषतः ॥

જેવીજ બાલ્યાવસ્થા છે. તેવીજ વૃદ્ધાવસ્થા છે. બાલ્યાવસ્થામાં મુખમાં દાંત હોતા નથી અને મોઢામાંથી નીરંતર લાળ ગળે છે. અને સ્મૃતિનો નાશ થાય છે બુદ્ધી રહેતી નથી. પર્યંતે નાશ થાય છે. એટલે દ્રઢવાસનાનુ સાર જન્મ મરણના ચક્રમાં પડી અત્યંત દુઃખો સંસાર સાગરમાં ભોગવે છે.

હવે આ પ્રકારે આ પંચ કલેશોથીજ પોતાના સ્વ-સ્વરૂપનું ભાન ભુલી જઈને જીવ અત્યંત દુઃખો ભોગવે છે. અને પોતાને દૃઢ નિશ્ચય થાય કે આ પાંચ કલેશો જ્યાં સુધી છે ત્યાં સુધી હું જન્મ મરણના ફેરામાંથી છુટવાનો નથી. અરેરે ! મારા એ પાંચ કલેશો કોણ મટાડે. શા ઉપાયથી મટે એવું અત્યંત ચિંતવન થાય. ત્યારે તેને પોતાના દોષો માલમ પડે અને સત્સંગ કરવાની તિવ્રજીજ્ઞાસા થાય છે. અને સત્સંગથી શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂ મળે છે. અને તે થકી તારક મંત્રદ્વારા અદ્વૈત અખંડ અવિનાશી સચ્ચિદાનંદ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે.

મારા આત્મિય પ્રેમિ બંધુઓ. હવે સમય થઇ જવાથી આજનું વ્યાખ્યાન શ્રી હરિનું સ્મરણ કરી બંધ કરીશું. હરિઃ ૐ सहनाववतु सहनौ भुनक्तु सह वीर्यं करवावहै ॥ तेजस्विनावधितमस्तु अविद्विषावहै ॐ शान्ति. शान्तिः शान्तिः

## દિવસ ૩ જો. મંત્ર તથા સદગુરૂ રહસ્ય વર્ણન.

हरि ॐ सहनाववतु० ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અત્રે મળેલા આત્મિય મુમુક્ષુ હરિજનો ! :

ગઇ કાલે અવિદ્યાદિ પંચ કલેશ સ્વરૂપ અને તે થકી થતાં અત્યંત દુઃખોનું વર્ણન કર્યું હવે એ દુઃખો કેમ મટે તે ઉપર આજે વ્યાખ્યાન છે.

પ્રિયબંધુઓ અવિદ્યા અથવા અજ્ઞાનથી થતું દુઃખ વિદ્યા અથવા જ્ઞાનથીજ મટે છે. હવે, એ અવિદ્યા તથા વિદ્યા ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ કુસંગ તથા સત્સંગ છે. એટલે કુસંગથી અવિદ્યા ઉત્પન્ન થાય છે. અને સત્સંગથી વિદ્યા એટલે જ્ઞાન ઉત્પન્ન થાય છે. માટે સંગ મુખ્ય કારણ છે. કહ્યું છે કેઃ—

असतां संगदोषेण साधवो यांति विक्रियाम् ॥
दुर्योधनप्रसंगेन भीष्मो गोहरणे गतः ॥

દુષ્ટ પુરૂષોના સંગથી સાધુ પુરૂષો પણ વિક્રિયા પામે છે. ભિષ્મપિતામહ અત્યંત સત્ય અને ધર્મશીલ હતા પણ દુષ્ટ દુર્યોધનના સંગથી ગૌહરણ કરવા ગયા. માટે આ સંસારસાગર અત્યંત દુષ્ટજનોના કુસંગથી ભરપૂર છે. હવે સંસારમાં રહ્યા એટલે દુર્જનો સાથે અનેક અનેક પ્રસંગો આવે પણ તુલસીદાસે કહ્યું છે કેઃ—

તુલસી આ સંસારમાં ભાતભાતકે લોક;
સબસે હીલમીલ ચાલીએ નદી નાવ સંયોગ.

અર્થાત્ સંસારના અવિદ્યા વિષ્ટજીવો સાથે કાર્યપ્રસંગ જેટલીજ, વાત રાખવી પણ ઐકયતા કરવી નહિ કહ્યું છે કે—

स्त्रीणां शत्रोः दुर्जनस्य पण्यस्त्रीणां विशेषतः ॥
योभवेदेकभावेन नस जीवति मानवः ॥

સ્રી, શત્રુ, વેશ્યા, અને દુર્જનની સાથે એક ભાવથી વર્તે છે. તે મનુષ્યનો નાશ થાય છે. એમ સમજી દુર્જન સાથે મૈત્રી બાંધી કુસંગમાં નહિ પડવું. કારણ કે કુસંગથીજ અનેક પ્રકારના દુઃખો, જન્મ મરણ વિગેરે સહન કરવું પડે છે. અર્થાત્ લક્ષ ચોર્યાસીના ફેરામાં વારંવાર આવાગમન કરવું પડે છે. માટે દુર્જનનો સંગત્યાગ કરી. પ્રયત્નથી સત્સંગ કરવો. અને તે નિષ્કપટ યુકત ઐકયતાથી કરવો, કહ્યું છે કે;—

कृत्यंदेवद्विजातीनामात्मनश्चगुरोस्तथा ॥
एकभावेनकर्तव्यं शेषंद्वैधंसमाश्रितम् ॥

દેવબ્રાહ્મણ, આત્મા, અને ગુરૂનું કૃત્ય એક શુદ્ધ. ભાવથી કરવું. બીજાં સંસારનાં કૃત્યોમાં ખપ જેટલી વૃત્તિ રાખવી.

સત્સંગનો મહિમા વિશેષ છે; પણ આપણે સદ્ગુરૂ રહસ્ય વર્ણન કરવાનું છે. પણ સદ્ગુરૂ સત્સંગથીજ મળે છે. અને સત્સંગ કુસંગ ત્યાગ કરવાથીજ થાય છે. માટે અહીંઆ દિગ્દર્શનરૂપ કુસંગ ત્યાગ કરવો. અને સત્સંગ કરવા વિષે કહ્યું.

હવે એ જીવ સંસારના ત્રિવિધ તાપથી કંટાળી દુરીજનોથી દુર થઇ. પ્રપંચથી પાછો ફરી હરિજન મંડળમાં જોડાય છે. ત્યાં તે સદ્ગુરૂ રહસ્ય અને મંત્ર રહસ્ય સામાન્ય

રીતે જાણે છે. અને વિશેષ જાણવાની ઇચ્છા થાય છે. એટલે એ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ટ સદ્‌ગુરૂની દીક્ષા ગ્રહણ કરી તારકમંત્ર ગૃહણ કરે. શ્રી સદ્‌ગુરૂ ઉપર અત્યંત ઇશ્વરબુદ્ધિ રાખે. શ્રી સદ્‌ગુરૂ મહાત્મ તો અનેક અનેક શાસ્ત્રપુરાણો, અને સંત વેદાંત દ્વારાવર્ણન થઇ રહ્યું છે. પણ દયાળુ શંકર ભગવાને તો શ્રી ગુરૂગીતાજ પાર્વતીને સંભળાવી છે. અર્થાત્ સદ્‌ગુરૂ અને મંત્રમાં જેટલી ભાવના તેટલું ફળ છે. કહ્યું છે કે,

यस्यदेवेपराभक्ति यथादेवे तथागुरौ
तस्यैते कथिताह्यर्था प्रकाशंते मनिषिण: ॥

જેની દેવમાં પરાભક્તિ છે. અર્થાત પ્રેમ છે. તેવોજ ગુરૂને વિષે હોય. તેજ શ્રદ્ધાવાન પુરૂષને આ કહેલા અર્થો પ્રકાશે છે. માટે સદ્‌ગુરૂને વિષે અત્યંત દ્દઢ ઈશ્વરભાવના રાખવી વ્યવહારમાં પણ કહ્યું છે કે:—

मंत्रेतीर्थेद्विजेदेवे दैवज्ञे भेषजे गुरौ ॥
यादृशीभावनायस्य सिद्धिर्भवतितादृशी ॥

મંત્ર, તીર્થ, બ્રાહ્મણ, દેવ, જોશી, વૈદ, અને ગુરૂ, એઓને વિષે જેવી ભાવના હોય તેવીજ સિદ્ધિ થાય છે. सद्दीक्षयाचार्यमूर्तीस्थः ॥ તે પરમેશ્વરજ 'દીક્ષા વડે આચાર્ય' મૂર્તિ રૂપેજ રહ્યા છે. શ્રી પૂજયપાદ શુકદેવજીએ કહ્યું છે કે:—

यस्यसाक्षाद्भगवति ज्ञानदीपप्रदेगुरौ ॥
मर्त्यासद्धीःश्रुतंतस्य सर्वं कुंजरशौचवत् ॥
सद्गुरुभगवान् साक्षात् प्रधानपुरुषेश्वरः
योगेश्वरैर्विमृग्यांघ्रिर्लोकोयैमन्यतेनरं ॥ भा. अ. १५

જ્ઞાન આપનાર, સદ્‌ગુરૂ ભગવાન વિષે જેને આતો મનુષ્ય છે. એવી અસત્ય બુદ્ધિ છે. તેની સર્વ કીયા કુંજર શૌચવત્ છે. એટલે મીથ્યા છે.

કાર્યકારણુ તથા પ્રકૃત્તિ પુરૂષના અધિપતી સદ્‌ગુરૂ સાક્ષાત્ ભગવાન છે. જે સદ્‌ગુરૂના ચરણારવિંદને મોટા યોગેશ્વરો પણુ સોધી રહ્યા છે, તેને મૂર્ખ માણુસો પોતાના જેવા મનુષ્ય માને છે.

સર્વશાસ્ત્ર સંતવેદાંતે, શ્રી સદ્‌ગુરૂજ પરમાત્મા સ્વરૂપ છે. તેનું રહસ્ય એ છે કેઃ—सदेवसौम्येदमग्र आसीत् (આગળ એક સચ્ચિદાનંદ બ્રહ્મજ હતું. તે બ્રહ્મજ एकोऽहं बहुस्याम (હું એક તે બહુરૂપે થાઉં એવો સંકલ્પ કરી પોતેજ નામરૂપ ગુણે કરીને વિધવિધ આકાર તથા નામવાળા જગતરૂપે થયા. सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशयः ॥ सर्व व्यापी सभगवान् तस्मात्सर्वगतः शिवः ॥ सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षि शिरोमुखं ॥ सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ તે ઐશ્વર્યવાન પ્રભુ સર્વ મુખવાળા સર્વ મસ્તકવાળા, સર્વ ગ્રીવાવાળા પ્રાણીઓની બુદ્ધિરૂપ ગૂફામાં સ્થિતિ અને સર્વવ્યાપક

છે તેથી. તે કલ્યાણ કરનાર સર્વમાં સ્થિત છે. એ સર્વ ભણી હાથો તથા પગોવાળું, સર્વ ભણી નેત્રો ને મસ્તકવાળું તથા સર્વ ભણી મુખોવાળું અને સર્વ ભણી શ્રોત્રવાળું બ્રહ્મ છે. તે લોકોમાં સર્વને ઢાંકીને રહે છે. આવું જે શ્રુતીસ્મૃતીથી પ્રતિપાદન થયેલું બ્રહ્મ છે. તેને જે જાણે તે બ્રહ્મ રૂપ છે. "ब्रह्मविद् ब्रह्मैवभवति" જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મરૂપજ થાય છે. પરમેશ્વરનું સ્વરૂપ નિશ્ચય કરવામાં બીજું કાંઈ સાધન નથી. કારણ કે ॥ आचार्यवान् पुरुषो वेद ॥ જેણે સદ્ગુરૂની દીક્ષા લીધી છે તે પૂરૂષજ એ અગમ્ય બ્રહ્મને જાણે છે. શ્રીમદ્ભગવદ્ગિતામાં પણ કહ્યું છે કે, श्रद्धावानलमते ज्ञानं । तत्परः संयतेन्द्रीयः ॥ ज्ञानंलब्ध्वा परां-शांतिम चिरेणाधिगच्छति જે શ્રધ્ધાવાન છે. તથા ઇંદ્રિઓ જીતીને ઇશ્વર પરાયણ થઈ રહેલા છે. તેનેજ જ્ઞાન થાય છે. અને જ્ઞાન પામીને થોડા વખતમાંજ શ્રેષ્ટ શાંતિ સુખ પામે છે. માટે શ્રુતિ સ્મૃતિના પ્રમાણો જાણી આવી રીતનું બ્રહ્મ સ્વરૂપ અપરોક્ષરૂપે જેણે નિશ્ચય કર્યું છે. તે સદ્ગુરૂજ ચૈતન્ય ઘન મૂર્તિ છે. કારણ કે ઈશ્વર સચ્ચિદાનંદ છે. તેમાં સત્ ચિત્ સર્વમાં વ્યાપક છે. અને આનંદ અજ્ઞાનાવરણથી ઢંકાયો હતો તે જે સદ્ગુરૂએ અનુભવદ્વારે પ્રકટ કર્યો છે. આપણને ચૈતન્ય, શુદ્ધ, બુદ્ધ સચ્ચિદાનંદજ શબ્દ બ્રહ્મનો ઉપદેશ આપે છે. કાંઇ જડ પદાર્થ ઉપદેશ આપવાને

યોગ્ય નથી. માટે સદ્ગુરૂનો દેહ તે બ્રહ્મા, વિશ્નુ રૂદ્ર છે. અને અંદર બિરાજતું સચ્ચિદાનંદપર બ્રહ્મ અનુભવ સ્વરૂપ છે. અને શબ્દ બ્રહ્મ તે શુકદેવજી છે. આવો આપણો જ્યાં સુધી નિશ્ચય નહિ થાય ત્યાં સુધી આપણને અપરોક્ષ જ્ઞાન થાયજ નહિ. તેમજ નામથી નામી જુદો નથી. જે સદ્ગુરૂએ આપણને મંત્ર આપ્યો તેથી મંત્રના અધિષ્ઠા પરમેશ્વર જુદા નથી. તેજ શબ્દ બ્રહ્મ સદ્ગુરૂમાં રહ્યો છે. અને તેજ શિષ્યને પાપ્ત થાય છે. માટે ઈશ્વર, ગુરૂને આત્મા એકજ છે તે વિષે શ્રી શંકરાચાર્ય ભગવાને કહ્યું છે કે,

इश्वरोगुरुरात्मेति मूर्ति भेदविभागिने ॥
व्योमवत्व्याप्तदेहाय दक्षिणामूर्तयेनम :

જેમ આકાશ ઉપાધી ભેદ વડે ઘટાકાશ, મઠાકાશ, મહદાકાશ, રૂપે એક છતાં જુદું ભાસે છે. તેમજ ઇશ્વર ગુરૂને આત્મા એક છતાં ઉપાધી ભેદથી જુદા હોય એમ ભાસે છે જ્યાં સુધી સદ્ગુરૂનો નિશ્ચય નહિ થશે. ત્યાં સુધી પરમેશ્વરનો નિશ્ચય થવાનો સંભવ નથી.

પંચવિષયો ભોગ્ય રૂપે રમણિય જણાય છે. તેને ચિદંશ જીવાત્મા ભોક્તા રૂપે થઇ ભોગવવાની અભિલાષા કરી બંધાય છે. તેને છોડાવવા માટેજ પોતાના નિષ્કામ રૂપ પૂણ્ય કર્મોથી સચ્ચિદાનંદ બ્રહ્મજ સદ્ગુરૂ રૂપે ભાસે છે. એ સદ્ગુરૂજ સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ પરિપૂર્ણ જ્ઞાન

મૂર્તિ છે. એ સદ્‌ગુરૂશ્રી મારોજ મોક્ષ કરવાએટલે મનેજ ભવ બંધનના જન્મ મરણરૂપ કલેશથી છોડવા. પંચભૂતાત્મક દેહ ધારણ કરી રહ્યા છે. એ અનુભવરૂપં શુદ્ધબુદ્ધ મુક્ત સચ્ચિદાનંદ સ્વરૂપજ છે. એઓશ્રીની પૂર્ણ કૃપા મારા ઉપર થઇ છે. હવે મને એ જે મંત્ર બતાવશે કે જે સાધન બતાવશે તે થકીજ મારૂં કલ્યાણ છે. એમ સમજી સદ્‌ગુરૂ સ્વરૂપને સંપૂર્ણ નિશ્ચય કરી ગુરૂ રહસ્ય યથામતિ જાણી અત્યંત પ્રેમ ઉત્સાહથી ગુરૂદિક્ષા ગ્રહણ કરી આપેલા તારક મંત્રનું રહસ્ય સમજવું. હવે મંત્ર એટલે શું? મંત્ર એટલે શબ્દ બ્રહ્મ. જે શબ્દ જે વસ્તુનું ભાન કરાવે તેનો મંત્ર. શિવનું ભાન કરાવે તે શિવનો મંત્ર. વિશ્નુંનું ભાન કરાવે તે વિશ્નુનો મંત્ર. રામનું ભાન કરાવે તે રામ મંત્ર. કૃષ્ણનું ભાન કરાવે તે કૃષ્ણનો મંત્ર. દેવિનું ભાન કરાવે તે દેવિ મંત્ર. એટલુંજ નહિ પણ વ્યવહારીક ઘટપટાદિકનું ભાન કરાવનાર શબ્દો તે તેના મંત્રો કહેવાય.

વ્યવહારીક પદાર્થોનું ભાન કરાવનાર શબ્દો વ્યવહારીક પદાર્થોનું ભાન કરાવી જન્મ મરણરૂપ ભવસાગરમાં નાંખે છે ને પારમાર્થિક રામકૃષ્ણાદિકના મંત્રો રામકૃષ્ણાદિકનું ભાન કરાવી તેને લોકોના સુખો ભોગવાવી સગુણ ભાન કરાવી આનંદ આપે છે અને તારક બ્રહ્મ મંત્ર શુદ્ધબુદ્ધ મુક્ત

સચ્ચિદાનંદ નિર્ગુણ સ્વરૂપનું ભાન કરાવી પોતે જીવનો બ્રહ્મ થઇ અવિનાશી અખંડ સુખ ભોગવે છે. અન્ય ઉપાસના તથા મંત્રો પારસરૂપ છે. તે જીવોને શુદ્ધ સત્વ-ગુણમય સુવર્ણરૂપ બનાવે છે. પણ સદ્‌ગુરૂ ચૈતન્ય ઉપાસના અને તારક મહામંત્ર મહારસરૂપ કહેવાય છે. એટલે પારસમણી તો ફકત સોનુંજ બનાવે પણ પારસ બનાવી શકતો નથી. પણ સદ્‌ગુરૂ તારક મહામંત્ર તો મહા રસ મણીરૂપ અક્ષર અવિનાશી બ્રહ્મસ્વરૂપનું ભાન કરાવી ત્રીવિધી તાપમાં બળતા જળતા જીવને પરબ્રહ્મ સચ્ચિદાનંદ બનાવી દે છે. મંત્રની સુદ્ધિ તેનો અર્થ અથવા રહસ્ય જાણ્યાથીજ થાય છે. અર્થાત્ મંત્રનું ફલ ત્યારેજ મળે છે. જેમ ઘડો એ વ્યવહારીક નામ મોઢે બોલતાં આવડે. પણ ઘડો એટલે મૃતીકાથી બનેલો અને તે આજ વસ્તુ એમ યથાર્થ રહશ્ય જાણે નહિં કે અર્થ સમજે નહિ. તો ઘટઘટ કરવાથી કાંઈ ફલ થતું નથી. માટે સદ્‌ગુરૂને તથા સદ્‌ગુરૂ મહામંત્રને અન્ય તૂલ્ય સામાન્ય જાણવા નહિ. તથા તેનું રહસ્ય અંત્યત જીજ્ઞાસાથી પ્રેમ પૂર્વક જાણવા આતુરતા રાખવી. બ્રહ્મ, માયા, જલ, વાયુ, અગ્નિ, આ પાંચતત્ત્વ મય સર્વ પદાર્થો છે. તેનો મંત્ર તથા તેની યુક્તિ સદ્‌ગુરૂ દ્વારા મેળવી અત્યંત રટણ કરવાથી પોતે અખંડ અવિનાશી, અક્ષર, બ્રહ્મ, સચ્ચિદાનંદ, સુખ ભોગવે છે. અને તેને

અત્યંત પ્રેમમય પરાભક્તિ ઉત્પન્ન થાય છે. હવે ભક્તિ તે શું. અને તે કેટલા પ્રકારની તે વિષય લાંબો હોવાથી તેમજ આજ સમય થઇ જવાથી શ્રી હરિનું સ્મરણ કરી એ વિષય કાલે કહીશું. હરિ ॐ सहनाववतु शान्तिः शान्तिः शान्तिः

## દિવસ ૪થો નવધાભક્તિ વર્ણન.

ॐ सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै ॥
ॐ शान्तिः शान्ति : शान्ति : ॥

અત્રે મળેલા પ્રેમિ હરિજનો! આજ ભક્તિનો આનંદ મય વિષય હું આપની આગળ કહીશ. જે ભક્તિ, પરમેશ્વર ને અત્યંત પ્રિય છે, અને શ્રીહરિ પ્રભુ ભક્તિ કરનાર ભક્ત ને આધિન થઈ રહે છે. ભક્તિનું સ્વરૂપ શાસ્ત્રમાં કહ્યું છે કે–

महात्मज्ञानपूर्वस्तु सुद्रढः सर्वतोधिकः ॥
स्नेहोभक्तिरितिप्रोक्तः स्तयामुक्तिर्नचान्यथा ॥

પરમેશ્વરનું યથાર્થ મહાત્મ જાણી તેને વિષે અત્યંત દ્રઢ સર્વથી અધિક જે સ્નેહ ઉત્પન્ન થવો તેનુંજ નામ ભક્તિ. અને તે ભક્તિથીજ મુક્તિ થાય છે. બીજા કોઇ પણ પ્રકારે થઈ શકે નહિ. હવે એ ભકિત પરા, ને અપરા, બે પ્રકારની છે. અપરા ભકિત નવ પ્રકારની છે. ને પરા ભકિત એકજ પ્રકારની છે. જેને પ્રેમ લક્ષણા કહે છે. એ

પરાભકિત એટલે પ્રેમલક્ષણા ભકિત ઉત્પન્ન થવાનો હેતુ નવધા ભકિત છે. અને તે નવધા પણ એક એકના હેતુરૂપ છે. તે આ પ્રમાણે કે પ્રથમ એ જીવને સંસારના પંચ વિષયત્માક ભોગો અત્યંત દુઃખમય અને નિઃરશ ભાસે જેથી તે વિષયો ઉપર એને વૈરાગ્ય આવે. પછી શુદ્ધ પ્રેમિ ભગવાનના ભકતોનો શ્રદ્ધા ભકિતપુર્વક સતૂસંગ કરે, જેથી સદ્ગુરૂ તથા સદ્ગુરૂ મહામંત્રનું સામાન્ય રહસ્ય જાણે. તે વિશેશ જાણવા અને દ્દઢ શ્રધ્ધાભકિત થવા. અત્યંત ઉત્સાહ અને શ્રધ્ધા ભકિતથી સદ્ગુરૂ પાસે તારક અમર મહામંત્ર શ્રવણ કરે અને તે મંત્રનો અર્થ તથા રહસ્ય મંત્રના દેવો વિગેરેને શ્રી સદ્ગુરુની સેવાથી કૃપા મેળવી જાણી લે. એનું નામજ (૧) શ્રવણ ભકિત કહેવાય. જે શ્રવણ ભકિત પરિક્ષત રાજાએ કીધી. (૨) કિર્તન ભકિત એટલે સદ્ગુરૂએ આપેલા મંત્રનું અર્થ જ્ઞાન, રહસ્ય પુર્વક અત્યંત શ્રધ્ધા ભકિતથી ફરતાં હરતાં કામકાજ કરતાં શ્વાસોશ્વાસ રટણ તેનુંનામ કિર્તનભકિત, જે કિર્તન ભકિત પૂજ્યપાદ શુક-દેવજી જીવન મુકત છતાં પણ કરતા હતા કારણ કે **आत्मारामाश्च मुनयोनिर्ग्रंथा.**

(મોટા આત્મારામીઓ એટલે આત્મ સ્વરૂપમાં રટણ કરનારા હોય જેઓની ચૈતન્ય જડમય ગ્રંથી તુટી ગઇ હોય એવા મહામુનિઓ પણ નિષ્કામ ભક્તિ કરે છે. એજ

ભગવાનનું શુદ્ધ સ્વરૂપ છે. માટે કીતન ભકિત કલીયુગમાં સર્વ સાધનોમાં શ્રેષ્ટ કહી છે. કારણ કે જેને વિષે કોઈ પણ વિધિ નિષેધ લાગુ પડતા નથી. પણ તે શ્રવણુ ભકિતજ કિર્તન ભકિત થાય છે. અને તે થકી ત્રોજી સ્મરણુ ભકિત થાય છે.

(૩) સ્મરણુ ભકિત એટલે સદ્‌ગુરૂએ મહામંત્રમાં બનાવેલા અર્થનું રહસ્ય યથાર્થ અભેદ જ્ઞાન પૂર્વક સ્થાવર જંગમ જડ ચૈતન્યમાં સ્મરણુ કરવું. તેનું નામજ સ્મરણુ ભકિત કેહેવાય. જે સ્મરણુ ભકિત શ્રી પ્રહલાદજીએ યથાર્થ કીધી. જેથી શ્રી હરિ સચ્ચિદાનંદ પર બ્રહ્મ પરમાત્માને નૃસિંહરૂપ ધારણુ કરી સ્તંભમાંથી પ્રકટ થવું પડયું, એવું જે જે ભકતોએ સ્મરણુ કર્યું ત્યાં ત્યાં શ્રી હરિ પ્રકટ થયા એમ ઘણા દૃષ્ટાંતો શાસ્ત્ર પુરાણુમાં મળી આવે છે. સ્મરણુ ભકિત યથાર્થ થવાથી પ્રભુનું સ્વરૂપ એની દૃષ્ટિ આગળ ભાસે છે. એટલે તે પાદ સેવન ભકિતનો અધિકારી થાય છે. (૪) પાદ સેવન, એટલે શ્રી હરિએ ફરમાવેલી આજ્ઞાઓ પાળવા માટે પરમાત્માના મંદિરોનું સેવન, અને શ્રીહરિનારાયણુપરબ્રહ્મ પરમાત્માના ચરણુ કમલ રૂપ ભકતોનું સેવન એટલે શ્રી હરિજનોની સેવા શુદ્ધ ભાવથી કરે તે પાદ સેવન કેહેવાય તેનાથી એને સદ્‌ગુરૂ સ્વરૂપ શુધ્ધ સચ્ચિદાનંદ ઇશ્વર સ્વરૂપે ભાસેછે. જે પાદ

સેવનથી અત્યંત આનંદ પામે છે. એ પાદ સેવન ભકિત તો શ્રી લક્ષ્મિજીએ યથાર્થ કરી જે પાદ સેવનથી અર્ચન ભકિતનો અધિકાર થાય છે. (૫) અર્ચન ભકિત. એટલે શ્રી હરિ સદ્‌ગુરૂ મૂર્તિનું યથાર્થ સ્વરૂપ જાણી પૂજન કરવું તે. જે પૂજન શાસ્ત્ર વિધિ અને સદ્‌ગુરૂને અનુકુલ હોય તેજ મુખ્ય પૂજન કેહેવાય. શાસ્ત્ર વિધિ પ્રમાણે પંચોપચાર ષોડશોપચાર, કેરાજોપચારથી સેવા કરતો હોય પણ શ્રધ્ધા ભકિત રહિત દંભથી અનેક પ્રકારની ઇચ્છા સહિત અથવા સદ્‌ગુરૂનું સ્વરૂપ જાણ્યા વિનાની પ્રતિકુલ તે અર્ચનભકિત કેહેવાય નહિ. ખરી અર્ચન ભકિત તો પૃથુરાજાએ કીધી. આવી ઉત્તમ પ્રકારની અર્ચન ભકિતથી છઠ્ઠીવંદન ભકિતનો અધિકાર થાય છે. (૬) વંદન ભકિત એટલે સ્થાવર, જંગમ, જડ, ચૈતન્યમાં જ્યાં ત્યાં પરમેશ્વરનું સ્વરૂપ જોઇને અથવા સ્મરણ કરીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા તેવી વંદન ભકિત તો ખરી રીતે શ્રી અક્રુરજીએ કરી કે શ્રી કૃષ્ણ પરમાત્માનું સ્મરણ કરતાં ભગવાનનું ચરણ રજ જોઇ શ્રી ગોકુલની વૃજ ભૂમિમાં આળોટ્યા ખરી રીતે જોતાં શ્રવણ કિર્તનને સ્મરણ એ ત્રણ ભકિત સાથેજ થાય છે. તેને જુદી રીતે શ્રવણ, મનન, ને નિદધ્યાસ કહીએ તો પણ ચાલે. શ્રવણમનન નિદધ્યાસ કરવાથી પરોક્ષ જ્ઞાન થાય છે. એટલે શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સદ્‌ગુરૂ સ્વરૂપનું ભાન થાય જેથી

તે સાધક અત્યંત શ્રદ્ધા ભકિતથી પાદસેવન અર્ચનને વંદન કરે છે. અર્થાત્ પાદ સેવન અર્ચન ને વંદન એ ત્રણ ભકિત એક વખતેજ થાય છે. અને તેને પરોક્ષ જ્ઞાન કહે છે. જેથી દાસ્યભકિતનો અધિકાર થાય છે. (૭) દાસ્યભકિત એટલે સદ્ગુરૂ સચ્ચિદાનંદ પરમેશ્વરની તનમન ધનથી અત્યંત શ્રદ્ધા ભક્તિ વડે સેવા કરવી તે જે દાસ્યભક્તિ તો ખરી રીતે. શ્રી હનુમાનજીએજ કીધી હતી. કે જેમણે નિષ્કામ દાસ્યભક્તિ સિવાય, સમર્થ શ્રી રામચંદ્ર પાસે કાંઇજ ભોગ કે મોક્ષની ઇચ્છા કરી નહિ. એવી નિષ્કામ દાસ્યભક્તિ કરવાથી સખા ભક્તિનો અધિકાર થાય છે.

(૮) સખ્ય ભક્તિ, સખ્ય ભક્તિ, એટલે મૈત્રિરૂપે ભક્તિ કરવી ને અત્યંત દાસ્યભક્તિ કરવાથી શ્રી હરિનો ભક્ત ઉપર સ્વભાવિક પ્રેમ થાય છે. અને ભક્તનો શ્રી હરિ ઉપર પાકો પ્રેમ થાય છે. જેમકે વ્યવહારમાં કોઇ નિમક-હલાલ મુનીમે (નોકરે) શેઠની તનમનથી શુધ્ધ ભાવે, સેવા કરી હોય, જેમાં પોતાનો વ્યવહારિક કાંઇપણ સ્વાર્થ નહિ હોય, એવા વિશ્વાસુ નોકર ઉપર શેઠનો સ્વભાવિક પ્રેમ થઇ જાય છે. અને પોતાના ભંડારની કુંચી તે મુનીમને સોંપે છે. અને તે મુનીમને પુછી પુછીનેજ કામ કરે છે. અર્થાત્ મિત્ર ગણી તેની દરેક કામમાં સલાહ લે છે. જેમ શ્રી કૃષ્ણ પરિપૂર્ણ હતા તોપણ ઉદ્ધવ, અર્જુન વિગેરેની

સલાહ કાર્યપ્રસંગે લેતા હતા. તેનુંજ નામ મિત્રભાવ. મિત્રભાવનું લક્ષણ વર્ણન કર્યું છે કેઃ—

ददाति प्रति गृह्णाति गुह्यमाख्याति पृच्छति ॥
भुक्ते भोजयने चैव षड्विधंप्रितिलक्षण ॥

કાંઇપણ વસ્તુ હોય તે પ્રભુને અર્પણ કર્યા વિના ગ્રહણ કરેજ નહિ અને ગુપ્ત વાર્તા શ્રી સદ્‌ગુરૂ સચ્ચિદાનંદ પ્રભુનેજ કહે અને ગુપ્ત રહસ્ય પૂછે; પ્રભુને ભોજન કરાવીનેજ પછી ભોજન કરે, આ સખ્યભક્તિ કહેવાય. વ્યવહારિક મૈત્રિ પણ એવીજ છે કે, પરસ્પર આપવું, લેવું, પરસ્પર ગુપ્ત વાર્તા કહેવી, સાંભળવી, ભોજન કરવું કરાવવું. વળી શખ્યભક્તિ વિષે કહ્યું છે કેઃ—

कशविवशरीरस्य नेत्रयोरिवपक्ष्मणी ॥
अप्रेरितं हितं कुर्यात्तन्मित्रं मित्रमुच्यते ॥

બંને હાથો જેમ વિના પ્રેમે શરીરનું રક્ષણ કરે છે. (શરીર ઉપર અચાનક કાંઇ આઘાત આવતો હોય, અથવા શરીર કાંઇ લડથડી પડી જાય છે. તે વખતે હાથ પોતે તે ઈજાને સહન કરીને બને તેટલું શરીરને બચાવી લે છે. પાંપણો તેમ આંખનું અપ્રેરીત હિત કરે છે. (બહારથી ઉડીને કોઇ પદાર્થ આંખમાં પડવા આવતો હોય, તે વખતે એકદમ પાપણો મીચાઇ જઈ આંખનું રક્ષણ કરી લે છે.)

તે પ્રમાણે અપ્રેરીત હિતકરે તેવા મિત્રને મિત્ર કહેવામાં આવે છે. અર્થાત્ શ્રી હરિ સદ્દગુરૂ પરમાત્મા પોતે, પોતાના ભકતો સંકટમાં આવી પડે છે તે વખતે પોતે સંકટ વેઠી લઇને પોતાના ભકતોને બચાવે છે તેમજ ભકત પણ પોતાને તનમન ધનથી ગમે તેટલું કષ્ટ આવી પડે પણ શ્રી હરિની ભકિત છોડતો નથી. એવી ખરી સખ્ય ભકિત તો અર્જુનેજ કરી કે જેનો રથ શ્રીહરિએ હાંકયો. એવી રીતે યથાર્થ સખ્ય ભકિત કરવાથી સાધક આત્મા નિવેદન ભકિતનો અધિકારી થાય છે.

(૯)મી. આત્મ નિવેદન ભકિત કહેવાય છે. એટલે, અહંભાવને ઉઠાવી દઇ, મારો દેહ, કે સ્ત્રીપુત્ર, વિત્તાદિક જે છે તે સર્વ શ્રીહરિનુંજ છે, હું કાંઇ વસ્તુજ નથી વ્યવહારમાં પણ પોતાના અત્યંત વિશ્વાસુ મિત્ર હોય તેને ઘરબાર સંપત્તિ સર્વે સોંપી દેવામાં આવે છે. એટલે પોતે અત્યંત નિરાભિમાન થઈ વર્તે છે. આ પ્રકારની આત્મનિવેદન ભકિત ખરી રીતે બલિરાજાએ કરી. કે શુક્રાચાર્યે અત્યંત સમજાવ્યાં છતાં પણ વામનરૂપ ભગવાનને સર્વ સમર્પણ કરી પોતાનો દેહ પણ અર્પણ કર્યો. ત્યારે શ્રીહરિ પરમાત્મા પણ બલિરાજાને દ્વારે છડીદાર થઈને રહ્યા. શ્રી હરિને જે જે વસ્તુ અર્પણ કરવામાં આવે તે અનંતગણું થઇ પોતાનેજ મળે છે. પ્રહલાદજીએ સ્તુતિ કરતાં કહ્યું કે હે

દયાળુ પ્રભુ ! આપને તો કોઇ જાતનીજ ઇચ્છા નથી. પણ ભકતોની ઉપર દયા કરી તેની સેવા અંગીકાર કરી તેને અનંત ફલ આપો છો. આવી રીતે આત્મનિવેદન થાય તેજ પરમપદ છે. साकाष्ठा सापरा गतिः ॥ એજ અપરાભકિતનું છેલ્લું પદ છે. અને પ્રેમ લક્ષણા ભક્તિના હેતુરૂપ સાધન આત્મનિવેદન ભક્તિ છે.

નવધા ભકિત યથાર્થ થયા પછી પ્રેમલક્ષણા ભકિતનો અધિકાર થાય છે. પ્રેમલક્ષણા ભકિત કહો કે જીવનમુકિત પદ કહો. કે તુર્યા પદ કહો, કારણ કે આત્મ સ્વરૂપથી અન્ય કાંઇ આનંદ છેજ નહિ. બ્રહુદારણ્ય ઉપનીષદ્‌માં કહ્યું છે કેઃ—

तदेतत्पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्माद्न्तरतरं यद्‌यमात्मा ॥ જે આ આત્મા પ્રાણાદિકથી અધિક અંતર છે તે આ આત્માપુત્રથી અધિક પ્રિયતમ છે. સુવર્ણાદિક ધનથી અધિક પ્રિયતમ છે. અને વિશ્વમાં પ્રિયપણા વડે કરીને પ્રસિદ્ધ એવા અન્ય સર્વ પદાર્થોથી પણ અધિક પ્રિયતમ આત્મા છે; હવે જે પ્રિય હોય તેની ઉપરજ પ્રેમ થાય છે.

શ્રધ્ધાળુ શ્રેય કરનાર હરિજનોએ શ્રી સદ્‌ગુરૂ સ્વરૂપ-નેજ સુધ્ધ સચ્ચિદાનંદ પરબ્રહ્મ પરમાત્મા, શ્રુતીસ્મૃતી, શાસ્ત્ર, સંતવેદાંતની સાખોથી માન્યા છે. તથા નવધા ભક્તિથી

પરપ્રેમાસ્પદ (સ્થાન) શ્રી સદ્‌ગુરૂજીનેજ નિશ્ચય કર્યા છે. ખરો પ્રેમ કેવી રીતે પ્રગટાવવો. તે સમજતાં પૂર્વે પ્રેમનું લક્ષણ જાણવાની જરૂર છે. જે ખરા પ્રેમવાળો છે તે પોતાનું નહિ પણ પોતાના પ્રેમપાત્રનુંજ કલ્યાણ કરવા ઇચ્છે છે. અને મથે છે. ખરો પ્રેમ સ્વાર્થિ હોતો નથી, ને તેથી ખરા પ્રેમમાં પ્રત્યુપકારની આશા રહેતી નથી, સામો માણસ આપણા પ્રેમનો બદલો વાળે કે નહિ તેની લેશ માત્રપણ આકાંક્ષા રાખ્યા શિવાય ખરો પ્રેમિ પુરૂષ તેનું હિત કરવા તત્પર થાય છે. આવી રીતે, શ્રી સદ્‌ગુરૂ પરમાત્મા ઉપર પ્રેમ કરવાથી સ્વરૂપ આનંદમય થઈ જાય છે. એટલે પોતેજ બ્રહ્મરૂપ થઇ જાય છે. માત્ર ફેર એટલોજ રહે છે કે એ સાધકે ભક્તિરસ થકીજ ઐકયતાનો આનંદ મેળવ્યો છે. માટે એને સેવ્ય સેવકભાવ થકીજ ઘણો પ્રેમને આનંદ થાય છે. અને જેણે જ્ઞાનદ્વારા ઐકયતાનો આનંદ મેળવ્યો છે. તેને સેવ્ય સેવકભાવનો સંસ્કાર પણ નથી. એટલે ભક્તિ દ્વારા પ્રેમ લક્ષણાથી થયેલી ઐકયતા રસમય છે. અને બીજી ઐકયતા નિરસ છે પ્રેમરસમાં છકી ગયેલા શુક, સનકાદિક, નારદ, વાલ્મિક, વ્યાસ, ધ્રુવ, અંબરીષ, વિગેરે થઇ ગયા. આજ કાલમાં પણ પૂર્વે શ્રી આચાર્યજી મહા-પ્રભુજી, નરસિંહ મહેતા, બોડાણા, મિરાંબાઈ વિગેરે થઇ ગયા, નરસિંહ મહેતાએ એક પદમાં પ્રેમ વિષે લખ્યું કે

"એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે વ્રજની ગોપી, કાંઈ એક જાણે નરસૈઓ, ને જાણે શુકદેવ જોગી."

પ્રેમિ હરિજનો. પ્રેમ તે પ્રેમજ. પ્રેમને કોઈની ઉપમા આપી શકાય એમ નથી. શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રગટ પ્રેમ-રૂપે ઉત્પન્ન થઈ ખરૂં પ્રેમનુ સ્વરૂપ બતાવ્યું. જે શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ, કૃષ્ણ જન્મખંડ, ગર્ગસહિંતા વિગેરેમાં પ્રસિદ્ધ છે. માટે હવે સમય થઈ જવાથી શ્રી હરિનું સ્મરણ કરી સમાપ્તિ કરીશું.

हरि ॐ सहनाववतु सहनौ भुनक्तु० हरि : ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## દિવસ ૫ મો. જ્ઞાન સપ્ત ભૂમિકા વર્ણન.

ॐ सहनाववतु सहनौ भुनक्तु० हरि : ॐ शांति : ३.

પ્રિય આત્મ બંધુઓ ! ! આજ જ્ઞાનની સપ્ત ભૂમિકા વર્ણનનો વિષય છે જ્ઞાન બે પ્રકારનું છે. એક પંચ વિષયોનું ને એક નિર્વિષય આત્મસ્વરૂપનું. પંચવિષયનું જ્ઞાન તો પશુ પક્ષી વિગેરે સર્વને હોય છે. પણ નિર્વિષય આત્મસ્વરૂપનું જ્ઞાન તો એક મનુષ્ય જાતિનેજ થાય છે. કારણ કે "यज्ज्ञानं तद्ब्रह्म" જે જ્ઞાન તેજ બ્રહ્મ છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે,

वदंति तत्तत्वविदस्तत्वं यज्ज्ञानमद्वयम् ॥
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥ भा. प्र. अ. २

તત્વજ્ઞાનીઓ અદ્વૈત જ્ઞાનનેજ ખરૂં તત્વ કહે છે. તેનેજ વેદાન્તિઓ બ્રહ્મ કહે છે. શાંખ્યવાદિઓ પરમાત્મા કહે છે. અને ભકત લોકો ભગવાન કહે છે. ચતુષ્ટય એટલે વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ, અને મોક્ષેચ્છાવાળાનેજ થાય છે. પ્રથમ તો આ ચતુષ્ટય સાધનજ અત્યંત પ્રયાસે મળે છે. તે વિષે પૂજ્યપાદ શ્રી શંકરાચાર્યે લખ્યું છે કે,

स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ॥
साधनं प्रभवेत् पुसां वैराग्यादि चतुष्टयम् ॥

પોતાના વર્ણાશ્રમનો ધર્મ યથાર્થ પાળવાથી, અત્યંત તપશ્ચર્યા કરવાથી ભગવત્કૃપાથી પુરૂષને વૈરાગ્યાદિ ચતુષ્ટય સાધન પ્રાપ્ત થાય છે.

આવી રીતે ચતુષ્ટય સાધનસંપન્ન થઇ શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સદ્ગુરૂને શરણ થઇ શ્રવણ મનન નિદધ્યાસ કરવાથી પરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે. અને ત્યાર પછી અપરોક્ષ જ્ઞાન થાય છે. એ જ્ઞાનની સપ્તભૂમિકા એટલે આરંભથી બ્રહ્માનંદ પર્યંત સપ્તસ્થિતિને સપ્તભૂમિકા કહે છે. તે સાત ભૂમિકાઓનું શ્રી યોગવાશિષ્ટમાં વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે તે આ પ્રમાણે.

शुभेच्छा प्रथमाया ज्ञानभूमि : प्रकीर्तिता : ॥
विचारणाद्वितीयाच तृतीया तनुमानसा ॥१६१॥
सत्वापत्ति श्चतुर्थीस्याद संसक्तिश्चपचमी ॥
पदार्था भावनी षष्ठी सप्तमिचाथतुर्यगा ॥१६२॥

(૧) શુભેચ્છા (૨) સુવિચારણા (૩) તનુમાનસા (૪) સત્વાપત્તિ (૫) અસંસક્તિ (૬) પદાર્થાભાવની (૭) તુર્યગા આ સાત જ્ઞાનની ભૂમિકાઓ છે તેમાં (૧) શુભેચ્છા, એટલે આ સંસાર મિથ્યા નાશવંત છે દુઃખરૂપ છે એમ સમજી સ્વસ્વરૂપ જાણવાની તિવ્ર ઇચ્છાને શુભેચ્છા કહે છે. અર્થાત્ અત્યંત નિષ્કામ કર્મોથી અંતઃકરણ શુદ્ધ થાય છે ત્યારે આવી શુભેચ્છા ઉત્પન્ન થાય છે. જ્યારે દૃઢ શુભેચ્છા થાય ત્યારે શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સદ્‌ગુરૂને શરણેજઇ સેવા કરી વેદાંત વાકય શ્રવણ કરી તેનો વિચાર કરે ત્યારે (૨) સુવિચારણા નામની બીજી ભૂમિકા પ્રાપ્ત થઇ કહેવાય, પછી શ્રવણ મનનથી અંતઃકરણ નિવૃ-તી નિર્મલ થાય છે. ત્યારે ત્રીજી તનુમાનસા નામની ભૂમિકા પ્રાપ્ત થાય છે.

(૩) તનુમાનસા એટલે શ્રવણ મનન કીધેલા વાકયોનો નિદધ્યાશ કરવો, એટલે ધ્યાન અથવા ઉપાસના કરવી જે ધ્યાનના અભ્યાસથી મનની એકાગ્રતા સિદ્ધ થાય છે. અને એ એકાગ્રતા વડે જે સુક્ષ્મ વસ્તુને ગ્રહણ કરવાનું સામર્થ આવવું તે તનુમાનસા નામની ભૂમિકા કહેવાય.

આ ત્રણ ભૂમિકામાં જીવ બ્રહ્મના ભેદનું સ્પુટ જ્ઞાન હોય છે. તેથી ભેદને વિષય કરનાર જાગ્રત અવસ્થા જેવી હોવાથી આ ત્રણ ભૂમિકાને જાગ્રત કહે છે આ ત્રણે ભૂમિકામાં માત્ર તત્વજ્ઞાન (બ્રહ્મજ્ઞાન) નીયોગ્યતાજ પ્રાપ્તથાય છે.

અર્થાત્ આ ત્રણે ભૂમિકામાંથી કોઈપણ ભૂમિકામાં રહેલો પૂરૂષ સાધક કહેવાય છે. અર્થાત્ આ ત્રણ ભૂમિકામાં આવેલો પૂરૂષ તે જ્ઞાનનોજ અધિકારી છે. પણ જ્ઞાનભિન્ન જે કર્મો તેનો અધિકારી નથી. માટે એ જ્ઞાનનીજ ભૂમિકા કહેવાય.

(૪) સત્વાપતિ એટલે સંશય વિપર્યય રહિત “ હું બ્રહ્મ છું ” એ પ્રકારનો બ્રહ્મ તથા આત્માના ઐકયનો જે અપરોક્ષ અનુભવ તે સત્વાપતિ છે. આ દશાને પ્રાપ્ત થતા પૂરૂષને જગતનું ભાન હોય છે. પણ જગત મિથ્યા છે. એ રીતે જગતનું સ્પુરણ થાય છે. તેથી આ ભૂમિકા સ્વપ્ન કહેવાય છે.

(૫) અસંસક્તિ. અસંસક્તિ એટલે. સવિકલ્પ સમાધિના અભ્યાસથી મનની વૃત્તિઓ જે નિરોધ થઇ ગયે. નિર્વિકલ્પ સમાધિની દશા થઈ જવી તેનું નામ અસંશક્તિ. આ દશામાં સુસુપ્તિ માફક ભેદનું વિસ્મરણ થઇ રહે છે તેથી એ સુસુપ્તિ કહેવાય છે. આ ભૂમિકાને પ્રાપ્ત થયેલો યોગી આ દશામાં સદા રહેતો નથી. પણ એને વ્યૂત્થાન થાય છે. અને તે પણ પોતાની મેળે વ્યુત્થાન થાય છે. આ અસંસક્તિ ભૂમિકાને પામેલો યોગી કોઇ વખત નિર્વિકલ્પ દશામાં અને કોઈ વખત વ્યુત્થાન દશામાં રહે છે. (૬) પદાર્થોભાવની એટલે પાંચમી ભૂમિકાના અભ્યાસથી આવેલી પટુતાને લીધે પ્રપંચ નહિ ભાસવો તેને પદાર્થોભાવની નામની છઠ્ઠી

ભૂમિકા કહે છે. આ ભૂમિકામાં આવેલા યોગીની નિર્વિકલ્પ સ્થિતિ લાંબા વખત સુધી રહે છે. તેનું પોતાની મેળે વ્યૂત્થાન થતું નથી. તેમ અહારાદિક પણ પોતાની મેળે કરી શકતો નથી પણ અન્યના પ્રયત્નથીજ થાય છે. એને ગાઢ સુસુપ્તી કહે છે. (૭) તુર્યગા એટલે બ્રહ્મચિંતવનમાં નિમગ્ન થયેલા આ મહાત્માને ફરીથી કોઈવાર પણ અન્ય પદાર્થોની સ્પુર્તિ નહિ થવી તેનું નામ તૂર્યગા છે. આ મહાત્મા નિરંતર બ્રહ્મ દશામાંજ રહે છે. તેનું પોતાની મેળે તો વ્યુત્થાન નથી થતુંજ પણ અન્યથી પણ નથી થતું. એ યોગી સદા સર્વદા બ્રહ્માનંદમાં મગ્ન રહે છે. આ જ્ઞાનની સપ્ત ભૂમિકામાં પહેલી ત્રણ ભૂમિકાવાળો યોગિ તો સાધક જણાય છે. (૪) સત્વાપત્તિ ભૂમિકામાં રહેલો યોગિ બ્રહ્મવિદ્ કહેવાય છે. (૫) અસંસક્તિ ભૂમિકામાં આવેલો યોગિ બ્રહ્મવિદ્વર કહેવાય છે. અને (૬) છઠ્ઠી પદાર્થાભાવનિ ભૂમિકામાં રહેલો યોગિ બ્રહ્મવિદ્વરીયાન્ કહેવાય છે. અને (૭) સાતમી તુરીયા ભૂમિકામાં સ્થિત થયેલો યોગિ બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે. આ ચાર ભૂમિકામાંથી કોઈપણ ભૂમિકામાં આવેલો યોગિ જ્ઞાનિજ કહેવાય છે. તેને પડવાનો સંભવ નથી.

મારા આત્મિકબંધુઓ! ऋतेज्ञानान्नमुक्तिः જ્ઞાન વિના મુક્તિ નથી માટે જ્ઞાન સંપાદન કરવું. અર્થાત્ સર્વવ્યાપક સર્વેશ્વર સર્વાંતર્યામી સચ્ચિદાનંદ પરમાત્માનો પોતાના

આત્મા સાથે અભેદ અપરોક્ષ અનુભવ થવો એનુંજ નામ જ્ઞાન, અને એ અભેદ જ્ઞાન થવાનું મુખ્ય સાધન, સત્સંગ, સદ્ગુરૂ ભક્તિ. સદ્ગુરૂ મંત્રનો અખંડ જાપ કરવાથીજ સિદ્ધ થાય છે. હવે એ વિશે ગમે તેટલું પીષ્ટપેશણ કરીએ પણ અંતઃકરણ શુદ્ધ થયા વિના બીલકુલ હૃદયમાં ઉતરે નહિ તેમ સમજણ પડે નહિ. અને જો અંતઃકરણ શુદ્ધ થયું હોય તો સંજ્ઞા માત્રથી પણ અપરોક્ષ અનુભવ થાય છે. માટે જેમ બને તેમ સદા સર્વદા જપ કરીને અંતરમુખ વૃત્તિ કરવી. જે અંતરમુખ વૃત્તિ કરવા માટેજ દયાળુ પ્રભુએ આપણને આ લાભ આપ્યો, હવે શ્રીહરિનું સ્મરણ કરી વ્યાખ્યાનની સમાપ્તિ કરીશું. ॐ सहनाववतु सहनौ भुनक्तु॥ सहवीर्यं करवावहै तेजस्विनावधितमस्तु माविद्विषावहै ॐ शान्तिः शान्तिः शान्ति : ॥

## દિવસ છઠ્ઠો વૈરાગ્ય વર્ણન.

हरि ॐ सहनाववतु सहनौ भुनक्तु ॥ सहवीर्यं करवावहै तेजस्विनावधितमस्तु माविद्विषावहै॥ ॐ शान्तिः शान्तिः शान्तिः

મારા આત્મિય પ્રેમિ બંધુઓ !

શ્રી ઈષ્ટદેવની કૃપાથી આજ છઠ્ઠા દિવસનું વ્યાખ્યાન વૈરાગ્ય ઉપર છે. હવે વૈરાગ્ય એટલેશું આસંસારના

માયિક પંચવિષયના ભોગ્ય પદાર્થોમાં પ્રીતિ રહિત થવું એનું નામ વૈરાગ્ય છે. કાંઇ વસ્ત્રત્યાગ કરી વનમાં જવું. કે જટા વધારી ખપ્પર લેવું કે ભસ્મ ચોળી અલેખ જગાવવા. વિગેરે અનેક અનેક દેશવેશ બદલવા એનું નામ વૈરાગ્ય નથી. શ્રીમદ્ ભાગવતની વેદ સ્તુતિમાં લખ્યું છે કે यदिनं समुद्धरंति यतया यदिकामजन्टाः૭ યતિયો જો રૂદયમાં રહેલી વાસનાઓને મટાડી શકતા નથી તો તેઓને આ લોક તથા પરલોક બંનેમાં દુઃખ છે. માટે અંતરથી રાગનો ત્યાગ કરવો એનુંજ નામ વૈરાગ્ય. તે ત્યાગ જ્ઞાનથીજ થાય છે. ધારો કે, આપણે ખરેખરા ભૂખ્યા થયા હોઇએ પણ રસોઇની અંદર વિષ પડેલું આપણી નજરે પડે તો તે ભૂખનું દુઃખ વેઠીએ પણ તે ઝેરવાળું અન્ન ખાવાની ઈચ્છા થતી નથી. તેમ આ સંસારના પંચવિષયો અત્યંત દુઃખ દેનારા છે. જન્મ મરણ આપનારા છે. નાશવંત છે. વિગેરે અવગુણો પંચવિષયમાં આપણને યથાર્થ રીતે સમજાય તો તેમાં વૈરાગ્ય થાય. કહ્યું છે કેઃ—

कुरंग मातंग पतंग भृंगा मिनाश्चते पंचमिरेव पंच ॥

મૃગ, હાથી, પતંગ, ભ્રમર, ને મીન. એ પાંચ પ્રાણીઓ અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ આ પાંચ વિષયમાંના એક એક વિષયથી બંધાઇ ગયા, તો પાંચ વિષયને ભોગવતો મનુષ્ય બંધાય તેમાં શું આશ્ચર્ય. આવો

દઢ નિશ્ચય જેના રૂદયમાં થયો છે. તેને વિષયો ઉપર બીલકુલ પ્રીતિ ઉપજતી નથી. તેનું નામ વૈરાગ્ય છે. એ વૈરાગ્ય ચાર પ્રકારના છે. (૧) યતમાન (૨) વ્યતિરેક (૩) એકેંદ્રીય (૪) વશીકાર. હવે યતમાન એટલે માનને અર્થે વિષયોનો ત્યાગ કરવો તે. (૨) વ્યતિરેક એટલે ટેક ધરીને વિષયોનો ત્યાગ કરવો તે. (૩) એકેંદ્રીય એટલે. મનથી વિષયવાસના છુટી ગઈ હોય પણ બહારથી દેખાય તે. અને અંદરથી તથા બહારથી જેને એકરસ દઢ વૈરાગ્ય થયો છે. તે વશીકાર. આ ચાર પ્રકારના વૈરાગ્યમાં જેટલે અંશે જે હોય તેટલો તે મુક્ત કહેવાય. અને તેટલો તે જ્ઞાની કહેવાય. કારણ કે रागोल्लिगमबोधस्य रागो वंधस्य कारणं ॥ અજ્ઞાનનું ચિહ્નજ રાગ છે. અર્થાત્ અજ્ઞાન હોય તોજ રાગ હોય એટલે વિષયોમાં પ્રિતિ હોય, અને વિષયમાં પ્રિતિ એજ બંધનનુંજ કારણ છે. તેમજ શ્રીમદ્ ભાગવતના ત્રીજા સ્કંધમાં કપિલજીએ કહ્યું છે કે:—

गुणेषु सक्तं बंधाय ऋतो वापुसि मुक्तये ॥

પંચવિષયોમાં જો ચિત્ત આશક્ત થાય તેજ બંધન, અને પરબ્રહ્મ પરમેશ્વરમાં જે ચિત્ત વૃત્તિ રહેલી તેજ મુક્તિ કહેવાય. મન કહો કે ચિત્ત કહો. પણ જયારે એ મન વિષયથી વિરકત થાય ત્યારેજ અક્ષય સુખ મળે છે. मन एव

मनुष्याणां कारणंबंध मोक्षयोः॥ મનુષ્યને મનજ બંધન-મોક્ષનું કારણુ છે. એ મન વશ કરવામાં પણ શ્રીમદ્ ભગવદ્‌ગિતામાં ભગવાને કહ્યું છે કે अभ्यासेन तु कौंतय वैराग्येन च गृह्यते ॥ હે અર્જુન એ મન અભ્યાસ અને વૈરાગ્ય વડેજ વશ થાય છે. માટે આ વૈરાગ્ય સંસારના મિથ્યા સુખથી ચિત્ત વૃત્તિને અટકાવી. આત્માનંદ અક્ષય્ય સુખ આપે છે. માટે આત્મિક પ્રેમિબંધુઓ!! આ મિથ્યા સુખ, જે દેહ, સ્ત્રીપુત્રાદિ અત્યંત નાશવંત છે. તેની વાસના ત્યાગ કરી અક્ષય આત્માનંદને માટે પ્રયાશ કરવો, એજ મનુષ્ય જન્મનું ખરૂં કર્તવ્ય છે. હવે એ વિષે વિશેષ નહિ કહેતાં શ્રી હરિનું સ્મરણુ કરી વ્યાખ્યાન સમાપ્તિ કરીશું. हरि ॐ सहनावचतु० ॐ शान्तिः शान्तिः शान्तिः

## દિવસ ૭મો શ્રેયઃસાધકોની ફરજ.

हरि ॐ सहनाववतु सहनौ भुनक्तु॥ सह वीर्यंकरवावहै तेजस्विनावधितमस्तु अविद्विषावहै ॐ शान्ति. शान्तिः शान्तिः

પ્રેમિ હરિજનો! આપણે આપણું શ્રેયઃ એટલે કલ્યાણ સાધવાની ઇચ્છાવાળા હોવાથી શ્રેયઃસાધક નામ ધારણ કર્યું છે. સંસારના દરેક પદાર્થો ક્ષણભંગુર, નાશવંત, મીથ્યા, દુઃખદાયક ને પ્રારબ્ધાધિન છે. એવો દૃઢ નિશ્ચય કરી આપણું

શ્રેયઃ સાધવા પ્રયત્ન કરવો જોઇએ. આપણા શ્રેયઃનું મૂળ સાધન શ્રદ્ધા, સ્નેહ, સંપ, વિગેરે છે. અને તે સદ્‌ગુરૂ તથા ગુરૂમુખિ હરિજનના સત્સંગથીજ થાય છે.

સમગ્ર માનવ જાતીનું સર્વોત્તમ કલ્યાણ મૃત્યુ પછી થાય છે એમ કાંઇ નથી પણ જ્યારે તેને પોતાની જીજ્ઞાસા કલ્યાણની થાય છે ત્યારથીજ થવા માંડે છે. અને તેજ વખતથી દુઃખ, વ્યાધી, વિપત્તિ અને પાપથી તે મુકત થવા માંડે છે. અને બુદ્ધિમાં જ્ઞાનનો પ્રકાશ થવા માંડે છે. માટે ઇશ્વર, સદ્‌ગુરૂ, અને તારક મંત્ર ઉપર અત્યંત શ્રદ્ધા રાખવી. કારણ કે श्रद्धावानलभते ज्ञानं । तत्परः संयतेन्द्रीयः॥ જેણે પોતાની સર્વ ઇંદ્રિઓ વશ કરી કાયા વાણી મનથી ઇશ્વર પરાયણ રહીને અત્યંત શ્રદ્ધા ભકિતયુકત હોય તેનેજ આત્મજ્ઞાન થાય છે. અને આત્મજ્ઞાન એજ ખરૂં શ્રેયઃ છે. સર્વ સ્થાવર, જંગમ, જડ ચૈતન્યાત્મક જગત ઇશ્વરરૂપજ છે. તેમાં અનેક શ્રુતિ સ્મૃતી, અને અનુભવીના અનુભવરૂપ અત્યંત વાકયો છે કે, જેમકે "सर्वंखल्विदंब्रह्म" सर्वंविष्णु मयंजगत् ॥ આ સર્વ જગત બ્રહ્મરૂપ છે. સર્વ જગત વિષ્ણુમયજ છે. "हरिरेव जगत जगदेव हरिहरितो जगतो नहिभिन्नतनुः ॥ इति यस्यमतिः परमार्थगतिः स नरोभवसागर मुद्धरति ॥" હરિ તેજ જગત છે ને જગત તેજ હરિ છે.

હરિથી જગત જુદું નથી ને જગતથી હરિ જુદા નથી. અને જગત તથા હરિથી પોતે જુદા નથી, એવી જેની બુદ્ધિ છે તેનીજ ઉત્તમ ગતિ છે. અને તે સંસાર સાગર તરી જાય છે. આ પ્રમાણે જળસ્થળમાં શ્રીહરિ વ્યાપક છે. પણ તે આ નેત્રોથી જોવાય એમ નથી. શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે કે " दिव्यं ददामिते चक्षुः पश्यये रूपमव्ययम॥ હે અર્જુન આ ચર્મચક્ષુથી તું મારૂં રૂપ જોવા યોગ્ય નથી માટે હું તને દિવ્ય નેત્ર આપું છું, દૃઢ શ્રદ્ધાભકિત એજ દિવ્ય નેત્ર છે. અને દૃઢ શ્રદ્ધાભકિતથીજ સર્વવ્યાપક સર્વેશ્વર સર્વાંતર્યામી સચ્ચિદાનંદ પરમેશ્વરનું દિવ્ય સ્વરૂપ જણાય છે. કહ્યું છે કે, श्रद्धाभक्तिध्यान समाधे रतमाने: प्रातुंशक्योदेव इहैवाशु यश्शः ॥ दुर्विज्ञेयो जन्मशतैश्चापिविना य स्तंसंसारध्वांतविनाशं हरिमिडे ॥ શ્રદ્ધા ભકિત ધ્યાન શમાદિક સાધનવડેજ પરમેશ્વર પામવા યોગ્ય છે, એ વિના બીજા સેંકડો જન્મવડે એ જાણવા યોગ્ય નથી. એ ઉપરથી નિશ્ચય જાણવું જોઇએ કે, શ્રદ્ધાની અત્યંત જરૂર છે. એ શ્રદ્ધા ઉત્પન્ન થવા વિષે યજુર્વેદ સંહિતામાં મંત્ર છે કેઃ—

व्रतेनदीक्षा माप्नोति दीक्षयाप्नोति दक्षिणां ॥
दक्षिणा श्रद्धा माप्नोति श्रद्धया सत्य माप्यते ॥

તપ યજ્ઞ દાન વ્રતાદિકથી દિક્ષા (ગુરૂદિક્ષા) પ્રાપ્ત થાય છે.

દિક્ષા પ્રાપ્ત થવાથી દક્ષતા (અધિકારીપણું) પ્રાપ્ત થાય છે. અને અધિકારીને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. અને શ્રદ્ધા વડેજ સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. માટે સત્સંગથી ગુરૂદિક્ષા મળે છે. અને ગુરૂદિક્ષા વાળાનેજ ખરી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. [illegible] હરિજનોએ શ્રી સદ્ગુરૂમંત્ર અને સદ્ગુરૂ ઉપર દૃઢ શ્રદ્ધા રાખવી. અને પોતાના ગુરૂભાઈઓ ઉપર પરસ્પર સ્નેહ રાખવો એ મુખ્ય ફરજ છે. તેમજ હરિજન મંડળની ઉન્નતિ કેમ થાય તેને માટે પોતાનાથી બને તે પ્રમાણે પ્રયાસ કરવો જોઈએ. શ્રેયઃ સાધક હરિજનોની ફરજ તો શ્રદ્ધાભકિત, સ્નેહ સંપ, અને મંડળની ઉન્નતિ કરવી એજ છે એને વિષે પ્રયત્નો કરવા માટે કહેવાનું તો ઘણું છે. પણ સમય નહિં હોવાથી શ્રી હરિનું સ્મરણ કરી આ વ્યાખ્યાન બંધ કરીશું.

हरि ॐ सहनाववतु सहनौ भुनक्तु ॥ सहवीर्यं करवावहै तेजस्विनावधितमस्तु आविद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥



# ઈષ્ટ સ્તુતિ.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન—એ લય.

શ્રેય: સાધક સઉ મળી કરી સમારંભ તહમને સ્તવે
કરૂણાનિધિ કરૂણા કરો ટળે આવર્ણો સૌ આભવે.
નિતિને સત્ય જ્ઞાન અમને આપજો ગુરૂ કરી મયા,
જય હે કૃપાળુ સદ્ગુરૂ શ્રી શુકદેવ કરજો દયા. ૧

શ્રદ્ધાને સંપ સ્નેહથી તમ ચરણકમળ આરાધિયે,
થઇ ઉચ્ચ ગામિ ગુરૂવરા, મ્હામંત્ર જ્યોતિ સાધિયે,
પામીયે પદ આપનું ના થાય શાંતિ સુખ ક્ષયા,
જય કૃપાળુ સદ્ગુરૂ શ્રી શુકદેવ કરજો દયા. ૨

ત્રિકાળ બાધાતીત કરીને, નાથજી નિભાવજો,
સદોદિત્ હમને શ્રી વરા તમે સ્નેહથી સંભાળજો,
તહમે અમારા બાપજીને અમે તહમારા થૈ રહ્યા,
જય હે કૃપાળુ સદ્ગુરૂ શ્રી શુકદેવ કરજો દયા. ૩

મન બુદ્ધિને ચિત્ત અમારાં સ્થિર કરીને સ્થાપજો,
દઇ ચરણ સેવા શુકદેવા કૃપા પ્રસાદિ આપજો.
કહે હરિપ્રસાદ હર્નિશ આવા જાય વિજયે દિન વહ્યા,
હે કૃપાળુ સદ્ગુરૂ શ્રી શુકદેવ કરજો દયા. ૪



૫૬.

સાર આ સંસારમાં ના જોઓ–એ લય.

દ્રઢાગ્રહે નિયમને નિભાવજો, સાધકો સૌ પ્રેમ કરી–દ્રઢાગ્રહે૦
શ્રદ્ધાસંપ સ્નેહે ઉર ભરાવજો, સાધકો સૌ પ્રેમ કરી–દ્રઢાગ્રહે–ટેક

તન મન ધન ગણી સાચા ગુરૂદેવને, દ્વૈતનું ધીંગાણું
બધું ટાળજો સા. ૧

સ્વાનંદ સુખ લેજો આત્મના પ્રદેશમાં, પ્રિય પોપટાનું
પિંજરૂં છોડાવજો. સા. ૨

ગગન ગામિ વિહંગમ્ જ્ઞાન વિરાગપંખથી, ત્હમે
આનંદે ઉડજો ઉડાવજો. સા. ૩

સ્વસ્વરૂપ દિવ્યજ્યોતિ ગુરૂશુકદેવમાં, અખંડ આત્મ
રશ્મિયો રમાવજો. સા. ૪

પૂર્ણ એ પ્રમાણું પ્રખર નિત્ય નિત્ય પ્રીતથી, રોમેરોમ
વિશ્વમાં પ્રસ્રાવજો. સા. ૫

પ્રિયમમ આત્મિકો સર્વ તજી દઇને, સત્સાધન
સાધિને સધાવજો. સા. ૬

અદ્વૈતાનંદ સુખકંદ પરિબ્રહ્મનો, મ્હા મંત્રજપિ
સૌને જપાવજો. સા. ૭

હરિપ્રસાદ ગુરૂશુક શબ્દ બ્રહ્મની, દશોદિશાવિજય
ધ્વજને ફરકાવજો. સા ૮

श्री हरि ॐ शान्तिः

## સુજ્ઞ મહાશય ધર્મજ્ઞ બન્ધુઓ.

ચિત્તઘન-ચારિત્ર્યની જાહેર ખબર તો વાંચવામાં આવી હશે ! ના વાંચી હોય તો વાંચી લેઇને તે પુસ્તકમાં પોતાનું અજરઅમર નામ અગાઉથી ગ્રાહક થઈ નોધાવશો. શ્રી શ્રેયઃ સાધક તથા મંત્ર ઉપદેશા શ્રી શુક ઉપાસક ભકતોની ભકત-નામાવળી આ પુસ્તકમાં દાખલ કરવામાં આવશે. શ્રી શુક સ્વરૂપ સદગુરૂ મહારાજનું જન્મચારિત્ર્ય અને તેઓશ્રીની પૂજ્ય છબી નિરંતર દર્શન લાભ માટે મુકવામાં આવશે. આ ચિત્તઘન-ચારિત્ર્યમાં જ્ઞાનભકિત વૈરાગથી બ્રહ્મસુખ પ્રાપ્ત થાય એવા વિષયો ગદ્ય પદ્યમાં ઘણા સરળ સ્પષ્ટ દૃષ્ટાંત સિદ્ધાંતયુકત રાખવામાં આવશે. કીમત-રૂપીઆ ઉપરને દોઢની અંદર આવવા સંભવ છે. વ્યાજબી કીમત પુસ્તકના પૂઠા ઉપર મુકવામાં આવશે. એજ નામ, ઠ.મ, ગામ, વિગેરે લખો.

લી૦ શ્રી શબ્દબ્રહ્મ શુક ઉપાસક.

હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ.

ઠે૦ હરિપુરા ભવાનીનોવડ,

મુ૦ સુરત.